ડીટેક્ટીવ નવલકથા.

# ડાક્ટર કે ડાકુ!




બાર આના.

# ડાકટર કે ડાકુ?

અથવા

# લોભી લુટારો.

"ચાલાક ચોર"નું ત્રીજું-અંતિમ પરાક્રમ.

(અદ્ભુત અને અલૌકિક ઘટનાઓથી ભરપુર ડીટેક્ટીવ નવલકથા)

અનુવાદક:—

કરસનજી મણિભાઈ દેસાઈ

—: પ્રકાશક :—

શા. ચુનીલાલ મગનલાલ બુકસેલર.

ઠે. રાણીતળાવ-મેઇન રોડ—સુરત.

કીંમત બાર આના.

# બે બોલ—

અઠંગ ઉઠાવગીર અથવા ચાલાક ચોર સર હિલારીનાં મકાનમાં તેનાજ નામથી બહુ હોંશિયારી—ચતુરાઈ બતાવતાં છેવટે મિ. બ્લેકને હાથે પકડાઈ જાય છે. જ્યાં તે વાર્તા પુરી થાય છે—છતાં ચાલાક ચોરનાં બીજાં સાહસ માટે ગ્રાહકોને ખબર આપ્યા—મૂજબ આ બુક ડાકટર કે ડાકુ— અથવા લોહી લુંટારો—જેમાં ચાલાક ચોરનું બીજું અંતિમ પરાક્રમ સમાયલું છે. તે આજે ઘણાં લાંબા સમયે વાંચક વર્ગનાં કરકમળ રજુ કરતાં આનંદ ઉપજે છે. આશા છે કે આ બુકનાં પહેલા ભાગ તરીકે પ્રગટ થયલી ચાલાક ચોરની બન્ને આવૃત્તિઓને—વાંચકવર્ગે જેવી રીતે વધાવી લઈ મને ઉત્તેજન આપ્યું છે તેવી રીતે—આ બુકને પણ ઉત્તેજન આપી આભારી કરશોજ. લાંબા વખતનો ગાળો અને વાંચક બંધુઓની ઉપરા ઉપરી માંગણીઓ છતાં—આ બુક વ્હેલી નહી પણ મોડી બ્હાર પાડવા—હું ભાગ્યશાળી થયો છું. તે માટે પરમાત્માનો તેમજ આ બુક છાપી આપવાની સગવડ કરી આપનાર અનાવિલ બંધુવાળા—શા. ગોવિન્દજી ડી. નાયકનો હું ઉપકાર ન માનું તો નગુણોજ ગણાઉં.

આ બુકમાં લંડનનાં એક પ્રખ્યાત આલસવેરી સ્કવાયર નામના પ્રખ્યાત બગીચામાંથી એક પ્રખ્યાત અને નીપુણ ડોકટરનાં કૌશલ્યથી બેહોશ થયલી સ્ત્રીઓ મળી આવે છે. જ્યાંથી આ વાર્તાની શરૂઆત થાય છે અને છેવટ અતિ બુદ્ધિ વૈભવ માટે પ્રખ્યાત થયેલ તે ડોકટર અને તેનાં સાથીદાર તરીકે પડદા પાછળ રહેલ આપણો—અઠંગ ઉઠાઉગીર—ચાલાક ચોર "બેટ" ડીટેકટીવ સમ્રાટ—મી. રોબર્ટ—બ્લેકને હાથે—અત્યંત જહેમત પછી કેદ પકડાઇ—યોગ્ય સજા પામે છે. એ સર્વ રશભરી બીનાં વાંચશો એટલે ખાત્રી થશે. सुज्ञेषु कीं बहुना.

—પ્રકાશક.

## હમારે ત્યાં મળતાં-વાંચવા અને સંગ્રહ કરવા લાયક

### પુસ્તકોની યાદી.

લાખ રૂપીયા.... (ડીટેકટીવ નવલ કથા.)
લાલ ચીઠ્ઠી..... (બ્હારવટીયાના પરાક્રમ.)
લાલનો એક્કો........ (ડીટેકટીવ વાર્તા.)
ખુની કોણ?........... (ડીટેકટીવ-વાર્તા.)
ચાલાક ચોર......... (ડીટેકટીવ-વાર્તા.)
ડાકુની દીકરી.......... (ડીટેકટીવ-વાર્તા.)
સાડાસાત ખૂન....... (ડીટેકટીવ-વાર્તા.)
ચંપાશેઠાણી........... (સંસારી નોવેલ)
બોલતો પલંગ... (અજાયબીથી ભરપુર)
શયતાની સંસાર....... (સંસારી નોવેલ)
જાપાની જાદુગર........... (જાદુઈ વાત)
જાદુઈ માછલી.............. (જાદુઈ વાત)
આકાશમાં ઉડતો ઘોડો... (ચમત્કારી વાત)
મુંબાઈની શેઠાણી..... (સંસારીક નોવેલ)
અક્કલનો ઓથમીર... (હાસ્યરસથી ભરપુર)

ઉપલી હરેકની કીમત.

**આઠ-આઠ. આના-પો. વધુ.**

—: ઠેકાણું મળવાનું :—

શા. ચુનીલાલ મગનલાલ બુકશેલર.
રાણીતળાવ—સુરત.

# ડાકટર કે ડાકુ?

— અથવા —

# લોભી લુંટારો

( —: ચાલાક ચોરનું બીજું-અંતિમ પરાક્રમ :— )

## પ્રકરણ—૧ લું...........................મહેનત બરબાદ.

**મી.** બ્લેક સર હિલારી વેન્જના ખજાનામાંથી ચોરાયલી સર્વ વસ્તુઓનો કબજો લઈ રહ્યા હતા. એટલામાં નીચેથી કાનના પડદા ચીરતો પોલિસ બ્યુગલનો ભયસુચક અવાજ સંભળાયો. સાથે સાથે નાઠો, નાઠો, પકડો, પકડો એવા ઉશ્કેરણી ભર્યા અવાજોથી વાતાવરણ ગાજી ઊઠયું.

મિ. બ્લેક આ અવાજ સાંભળતાંજ સ્મિથને નીચે તપાસ કરી આવવા કહ્યું. પોતે હસ્તગત કરેલી સર્વ ચીજો ત્રિજોરીમાં મૂકી દીધી. આ શો ગોટાળો છે તે જોવા બારી આગળ આવી ઉભા રહ્યા.

બહાર જોતાં માલમ પડયું, કે ગાડીઓ ઉભી રહેવાના સ્ટેન્ડ આગળ હો-હા મચી રહી છે. લોકો ભયભર્યા ચહેરે અજાયબીથી જોઇ રહ્યા છે. મિ. બ્લેક સ્મિથની રાહ જોતા ઉભા હતા. જોતજોતામાં સ્મિથ હાંફતો હાંફતો આવી પહોંચ્યો. તેણે ઉશ્કેરાયલા અવાજે કહ્યું— સાહેબ, **મહેનત બરબાદ? ચાલાક ચોર-બેટ-**બધાની આંખમાં ધૂળ નાંખી ભાગી ગયો છે, અને તે વળી કુદ્રસનીજ મોટરમાં. ચાલો, ચાલો,

જલ્દી કરો. જો ઢીલ થશે તો તે ક્યાંનો ક્યાં ભાગી જશે. ઇન્સ્પેક્ટર ક્રુટ્સ અને બીજાં પોલિસનાં માણસો તો ઊંધે માથે જમીનની ધૂળ ચાટી રહ્યાં છે.

મિ. બ્લેક—હેં ! હેં ! શું કહે છે !

**સ્મિથ**—હા. તદ્દન ખરૂં છે. મારી સગી આંખે હું જોઇ આવ્યો છું, કે ક્રુટ્સના કબજામાંથી એ **અઠંગ ઉઠાવગીર** તેનીજ મોટરમાં પલાયનમ્ઃ કરી ગયો છે.

મિ. બ્લેક—તો **સ્મિથ**, તું આ તિજોરીમાંની સર્વ વસ્તુઓ **સ્કોટલાંડ** યાર્ડમાં લઇ જા. હું **બેટ**ની તપાસ માટે હમણાંજ જાઉં છું.

મિ. બ્લેક ઇન્સ્પેક્ટર ક્રુટ્સ અને તેનાં માણસો બેહોશ પડ્યાં હતાં, ત્યાં ગયા. ક્રુટ્સ ઉંધે માથે જમીનપર પડેલો હતો. થોડે દૂર બીજા બે માણસોની પણ એવીજ સ્થિતિ હતી. મિ. બ્લેકને જોઇ એક રાહદારીએ કહ્યું—આ બાજુ હમણાંજ મોટર ગઇ છે. તરતજ મોટર સાઇકલપર મિ. બ્લેક તે તરફ ઉપડ્યા. જેટલી તપાસ થઈ શકે, તે બધી કરી; પણ પરિણામ શૂન્ય. બેટ ગયો અને મિ બ્લેક નિરાશ વદને પાછા ફર્યા.

આ બધું કેમ અને કેવી રીતે બન્યું હશે, તે વિચારતા મિ. બ્લેક આરામચેર પર પડી ચીરૂટના ધુમાડા કાઢી રહ્યા હતા.

**સ્મિથ** સોંપેલું કાર્ય પૂર્ણ કરી પાછો ફર્યો હતો, અને ઇન્સ્પેક્ટર ક્રુટ્સ અને તેનાં માણસોને **બેટે** કેવી રીતે થાપ આપી, તે સંબંધી વાત કરી રહ્યો હતો. તેમાં **બેટની ચાલાકી** માટે પ્રશંસા અને ક્રુટ્સની ગફલતથીજ હાથમાં આવેલો ગુન્હેગાર છટકી ગયો, એ મૂળ બાબત હતી. આ વાત ચાલતી હતી, એટલામાંજ પાસેનાં ટેલિફોનની ઘંટડી ટનનન ટનટન કરતી ગાજી ઊઠી.

મિ. બ્લેકે ઝટ ફોન આગળ જઇ પૂછ્યું—કોણ છો ? મિ. બેટ કે !—સામેથી જવાબ આવ્યો, ના, હું બેટ નથી, પણ ઇન્સ્પેક્ટર **બ્રાગલી** છું.

કેમ સાહેબ તમને બેટની બહુજ બ્હીક લાગે છે કે. શું?

મિ. બ્લેક—બ્હીવા જેવુંજ છે, તેથી પૂછવું પડયું. કહો, તમારી શી હકીકત છે.

મિ. બ્રાગલી—કુટ્સ જેવીજ આફત મારે શિરે પણ આવી પડી છે. અને તેમાં તમારી સલાહની જરૂર છે.

મિ. બ્લેક—હાલ મને માફ કરો. ઇન્સ્પેક્ટર કુટ્સે ગુમાવેલા ચોર-બેટને પકડયા વિના બીજા કામમાં હું રોકાઈ શકું એમ નથી.

મિ. બ્રાગલી—પણ સાહેબ, મારે તમારીજ સલાહની જરૂર છે. મારી વાત સાંભળો. તમારે મદદ તો કરવીજ પડશે.

મિ. બ્લેક—ઠીક. તમારે જે કહેવું હોય, તે કહો;

મિ. બ્રાગલી—આલ્સવેરી સ્કવેરમાંથી કેટલોક વખત થયાં રાત્રે બેહોશ સ્ત્રીઓ મળી આવે છે. તેઓની હોસ્પીતલમાં યોગ્ય સારવાર કર્યાથી ભાનમાં આવે છે. પણ તેને બેહોશ થવાનું કારણ પૂછતાં કાંઇજ જવાબ આપતી નથી. પોતે બાગમાં શી રીતે આવી, શી રીતે બેહોશ થઇ, વગેરે બાબતમાં તદ્દન અજ્ઞાનતાજ બતાવે છે. આવા કેશ છેલ્લા અઠવાડિયામાં એકથી વધુ વખત બનવા પામ્યા છે. એ શું હશે? તે અમે સમજી શકતા નથી. એમાં તમારી મદદની જરૂર છે. તમારા શિવાય આ ગુંચનો ઉકેલ કોઇથી થઈ શકે એમ નથી.

મિ. બ્લેક—ઠીક. તમે એ કેશનો વીગતવાર પોલિસ રિપોર્ટ લઇ મને મળજો. પછી થઇ રહેશે. ચાલો ગુડ્બાય:—

ફોન મૂકી દઇ મિ. બ્લેક પાછા આરામચેર પર પડયા. અને ઉપરા ઉપરી ચીરૂટો ફૂંકવા લાગ્યા. આ સમયે સ્મિથે એક બંધ કવર લાવી તેના હાથમાં મૂકયું. મિ. બ્લેક ચમકયા. આ શું? આ તો

બેટનોજ પત્ર લાગે છે. કહી ઝટ કવર ખોલ્યું. તો તે ખરેખર, બેટનોજ પત્ર હતો; તેમાં લખ્યું હતું—

**પ્રિય મિ. બ્લેક.**

મારી ચતુરાઇએ દગો દેવાથી હું પકડાયો હતો, પણ હવે હું છુટયો છું. તમોને વ્યર્થ મહેનત અને કંટાળા ભર્યો ઉજાગરો કરાવવા માટે દીલગીર છું. તમારી કાર્યશક્તિએ મને મહાત્ કર્યા છે, છતાં આપની સાથે ફરી મુકાબલો કરવા હું તૈયારી કરીશ. હાલતો હું આરામ ઇચ્છું છું. આપ પણ આરામ લો. ઇન્સ્પેકટર કુટ્સને નોકરીનું રાજીનામું આપવા મેં ભલામણ કરી છે. તેની મને દયા આવે છે."

"બેટ"

પત્રવાંચી સ્મિથને આપતાં મિ. બ્લેકે કહ્યું. કદાચ ઇન્સ્પેકટર કુટ્સ અહીં આવે પણ ખરો.

અને એજ પળે ખરેખર દ્વારના એલાર્મબેલનો અવાજ સંભળાયો. દ્વાર ઉઘડયું અને ઢંકાયું, અને કોઇ ધમધમ કરતું આવતું હોય એમ લાગ્યું. જોયું તો ખરેખર ઇન્સ્પેકટર કુટ્સ!

"પધારો મિ. કુટ્સ! કાંઇ અત્યારે અહીં?" સ્મિથ હસતો હસતો બોલ્યો. "હા, અત્યારે અહીં; મારો જીવ જાય છે, અને તને હસવું આવે છે. પણ મારી જગ્યાએ જો તું બેટના સપાટામાં આવ્યો હોત..."

મિ. બ્લેક--તો ખરેખર જે બન્યું, તે નહિજ બનત. મિ. કુટ્સ! શું! હજુયે તમે તમારી ખોટી પ્રશંસાનો ત્યાગ કરતા નથી? આટલી બધી ફજેતી થવા છતાંયે હજી શરમાતા નથી.

ઈ. કુટ્સ—મારી ફરજમાં હું ચૂકયો ન હતો; પણ એ બદમાશે કોઇક અદ્ભુત રીતે મને અને મારાં માણસોને આચકા મારી ગબડાવી દીધાં, એ શું થાય છે, એ સમજવુંજ થોડા વખતને માટે મુશ્કેલ થઇ ગયું. વળી અમે કેમ બચી ગયા, તે પણ એક અજાયબી જેવુંજ લાગ્યું.

મિ. બ્લેક—એ ખરૂં; પણ એ બાબત તમને કેટલી ભારે પડશે, તેનો ખ્યાલ છે? તમારાં ખાતાંને તમે શું જવાબ દેશો?

ઈ. કુટ્સ—અરે તમે સાંભળો તો ખરા, એ બદમાસ અને પત્ર લખી નોકરીનું રાજીનામું આપવા ભલામણ કરે છે. આ રહ્યો તે પત્ર.

મી. બ્લેક—એ પત્ર તમારાં સારાં કામનાં સર્ટિફિકેટ તરીકે તમારી પાસેજ રહેવા દો. મારે એ જોવાની જરૂર નથી. એની વીગત હું જાણું છું. તમારા હિતને ખાતર તમે રાજીનામું આપો, એજ સારૂં છે. તમારા સ્વભાવને માટે તો એ વધારે યોગ્ય છે. નહિ તો એનું છેવટ મેડહાઉસ............

કુટસ—શું મિ. બ્લેક, તમે પણ........

મિ. બ્લેક—હા, હું સત્યજ કહું છું. તમારી ખોટી હોંશિયારી પર—આપવડાઈ પર આધાર રાખી મેં હાલ તરત તો એ ચાલાકચોરને ખોયો છે, મારી એક વખતની મહેનત બરબાદ થઈ ગઇ છે. તો હવે, પણ તમે તમારી વધુ ફજેતી કરાવવા ન ઇચ્છતા હો, તો એ બેટની જ સલાહને ગ્રહણ કરી લો. તમે બેટને ભૂલી જાઓ, બેટ તમને ભૂલી જશે; અને તમને નિરાંત મળશે. તમને તમારી ખોટી વડાઇના ગુહનાની શિક્ષા થઇ ચૂકી છે. માટે હવે તમે જાઓ. બેટનું સૌ થઈ રહેશે. ચાલો, ગુડબાય!

---

## પ્રકરણ—૨ જું...............................ભેદી મુદ્દો.

લંડનમાં આલ્સવેરી સ્કવેર ઘણુંજ રમણીય સ્થાન છે. અહિં સંધ્યા સમયે શહેરના ઘણાં લોકો વાયુસેવનને માટે આવે છે. સુંદરતા અને મનોહરતામાં આખા લંડનમાં એ એકજ છે. મન બહેલાવવાની—અનેક

વસ્તુઓથી એનું એક પણ સ્થાન ખાલી નથી.

રાત્રિનો સમય હતો. ઘડિયાળમાં જ્યારે ટન ટન કરતા બારના ટકોરા થઇ ગયા, ત્યારે પહેરગીરે જોરથી પોતાનું બ્યુગલ વગાડયું. તેનો અવાજ ચારે દિશાઓમાં ગુંજી ઊઠયો. બે મિનિટ પછી એવોજ અવાજ બીજે સ્થળેથી પણ આવ્યો. અને ઇન્સ્પેકટર કુટ્સનો મદદનીશ ઇન્સ્પેકટર બ્રાગલી હાથમાં વીજળીની બત્તી લઈ આવતો જણાયો. આવતાંજ તેણે પૂછ્યું–કોણ ! પહરેગીર કે ?

સિપાઇએ કહ્યું—જી. હા. સાહેબ મારે તમને એક ભયંકર વાત કરવાની છે. જરા સ્કવેર ( બાગ )ની અંદર ચાલો.

મિ. બ્રાગલી સિપાઈ સાથે સ્કવેરના દરવાજેથી અંદર ગયો. રસ્તાની ડાબી તરફ લત્તાકુંજ હતી, ત્યાં અટકયો. કુંજમાં એક લાંબી બેન્ચ પડી હતી. ઇન્સ્પેકટરને લઇ સિપાઇ ત્યાં આવ્યો. અને જમીન પર પડેલી એક બેહોશ સ્ત્રીની તરફ ઇશારો કરી બોલ્યો—જુઓ, બિચારી કેવી રીતે પડેલી છે ? કોઇ જલદ પદાર્થ સુંઘવાને લીધેજ આવી સ્થિતિ થઈ હોય એમ જણાય છે. જુઓ તો ખરા, એનામાં જીવ છે કે નહિ ?

મિ. બ્રાગલીએ જોયું તો શ્વાસ બહુજ ધીરે ધીરે ચાલી રહ્યો છે. શરીર પર કોઇ પણ પ્રકારનો જખમ નથી. તે બોલ્યો. તને આનો પત્તો શી રીતે મલ્યો ?

સિપાઇએ કહ્યું—સાહેબ ! મને એવી ટેવ છે, કે જ્યારે હું મારી ડયુટી પર આવું છું, ત્યારે એકવાર બાગની ચારે તરફ બધી જગ્યા જોઇ લઉં છું. તેમાં જ્યારથી પાછલા અઠવાડિયામાં બે ત્રણ સ્ત્રીઓ આવીજ હાલતમા મળી આવી, ત્યારથી તો હું ખૂબ દેખરેખ રાખું છું. આજે પણ એવી રીતે ફરતાં આ સ્ત્રી મારી નજરે પડી.

ઈન્સ્પેકટરે કહ્યું, ઠીક. પણ હવે એને હોસ્પીતલમાં લઇ જવી જોઇએ; માટે એક એમબ્યુલન્સ ગાડી લઈ આવો, જો મોડું થશે, તો કદાચ બિચારીનો પ્રાણ જતો રહેશે. આજ્ઞા મળતાંજ કોન્સ્ટેબલ ગાડી લેવા દોડયો. દશ મિનિટમાં ગાડી આવી ગઇ. બન્ને જણે તે બેહોશ સ્ત્રીને સાવધાનીથી તેમાં સુવરાવી દીધી. મિ. બ્રાગલીએ બેંચપરથી તે બેહોસ સ્ત્રીની હેટ ઉઠાવી. ઉઠાવતી વખતે તેની નીચે એક હેન્ડબેગ જોઈ. તેને પણ સાથે ગાડીમાં મૂકી દીધી. ગાડી લઇ કોન્સ્ટેબલ અને ઈન્સ્પેકટર બાગની બહાર ગેટની પાસે થંભ્યા. ગેટનો દરવાજો બંધ કરી સાંકળ ચઢાવી. ચાવી ન હતી, તેથી ફકત તાળું ભેરવી તે હોસ્પીતલ તરફ રવાના થયાં થોડા સમય બાદ ગાડી સેન્ટશાયર હોસ્પીતલ આગળ આવી પહોંચી. હોસ્પીતલના બંધ દરવાજા ઉપર એક લાલ "લેન્ટર્ન-માંથી ધીમી ધીમી રોશની નીકળી રહી હતી, ચોતરફ નિસ્તબ્ધતાનું રાજ્ય હતું. કોન્સ્ટેબલે દરવાજા પરની ઘંટડીની દોરી ખેંચી, ટન ટન શબ્દ થતાંજ દરવાજો ઉઘડી ગયો. સાથેજ એક દરવાન શો મામલો છે તે ઉભો રહી જોવા લાગ્યો.

ઈન્સ્પેકટર ગાડીની સાથેજ હતો. તેણે દરવાનને કહ્યું, આલ્સવેરી સ્કવેરમાં આજે પણ એક સ્ત્રી બેભાન હાલતમાં મળી આવી છે.

દરવાન આશ્ચર્યચકિત થઇ બોલ્યો, શું કહો છો ? આજે પણ ? આમાં કંઇક ભેદ છે સાહેબ ? આજકાલ આવા બનાવો કેમ બને છે ? **બેટની લીલા પુરી નથી થઈ.** ત્યાં તો વળી આ બીજુંજ તૂત ?

ઇન્સ્પેકટર મૌન રહ્યો મુચ્છિર્ત યુવતીને ઉપાડી એક ઓરડામાં બિછાનાં પર સુવાડવામાં આવી. એક નર્સ તે મૂચ્છિર્ત સ્ત્રીની સારવાર કરવા લાગી.

ઇન્સ્પેકટરે કહ્યું, હવે મારી અહીં કાંઇ જરૂર નથી. જો એ ભાનમાં આવી કાંઇ કહે, તો મને ખબર આપજો; એમ કહીને ચાલતો

થયો. પણ તે દરવાજા સુધી જઈ પાછો આવ્યો. તેણે નર્સને પૂછયું–અત્યારે ડૉક્ટર સાહેબ અહીં છે કે ?

નર્સે દરવાન ત્યાં ઉભો હતો. તેના તરફ જોયું.

દરવાન બોલ્યો, હા, સાહેબ. ડાક્ટર જેમ્સ અને ડાક્ટર કયૂ અહીં હાજર છે.

ડાક્ટર કયૂ આ હોસ્પીટાલના મુખ્ય ચિકિત્સક હતા. એના જેવો ચતુર અસ્ત્ર–ચિકિત્સક અને ઔષધ તત્ત્વવિદ્ ઈંગ્લાંડમાં બીજો કોઇ ન હતો. તે આટલી મોડી રાતે પણ અહીં હાજર છે, એ જાણી ઇન્સ્પેક્ટર ખૂશ થયો.

ઇન્સ્પેક્ટર કોન્સટેબલની સાથે હોસ્પીતલની બહાર આવ્યો. કોન્સ્ટેબલે ગાડી પાછી થાણા તરફ લઈ જતી વખતે સહસા કહ્યું–"ઘણીજ નવાઈની વાત છે ? ઇન્સ્પેક્ટર ત્યાંજ હતો. તેણે પૂછયું; શી નવાઇની વાત છે અલ્યા ? કોન્સ્ટેબલ જરા અચકાઇને બોલ્યો, આ ડાક્ટર સાહેબ રાતના ઘેર ચાલ્યા જાય છે, પરંતુ જ્યારે જ્યારે હું આવી સ્ત્રીઓને અહીં લાવું છું, ત્યારે રાત્રે પણ એઓ હાજરજ હોય છે, એ માટે મને આશ્ચર્ય થાય છે.

ઇન્સ્પેક્ટર હા, હા–હા–કરતો હસી પડયો, એમાં નવાઇની વાત શું છે ? મેં એમને ઘણીખરી વેળા મળસ્કે ચાર ચાર વાગતા સુધી કામ કરતા જોયા છે. એમને રાતે ઊંઘ આવતી નથી, એ ઘણા સારા માણુસ છે, પણ મગજ કાંઇક બગડેલું લાગે છે.

કોન્સ્ટેબલે કહ્યું, તમે કાંઈ વહેમ લાવશો નહિ, એ વાત તો અમસ્તી મારા મોંમાંથી નીકળી ગઇ છે. આમ કહીને ગાડી મૂકવા રવાના થઇ ગયો.

ઇન્સ્પેક્ટરને પણ રિપોર્ટ લખવાનો હતો. થાણામાં જતાં તેને લગભગ વીસ મિનિટ થઈ. થાણામાં જઇને જોયું, તો દરોગા સાહેબ

ટેલીફોન દ્વારા કોઇને કાંઇ કહી રહ્યા છે! ઇન્સ્પેક્ટરને આવેલો જોઇ દારોગાએ ટેલીફોનમાં કહ્યું-મિ.બ્રાગલી હમણાં આવ્યા છે.તમારે કાંઈ કહેવું છે?

ઇન્સ્પેક્ટરે દારોગાના હાથમાંથી ફોન લઈ પૂછ્યું. શું છે?

દારોગાએ કહ્યું, સેન્ટશાયર હોસ્પીતલમાંથી ડાકટર કયૂ તમને કાંઇ કહેવા માગે છે, તે સાંભળો.

ઇન્સ્પેક્ટરે ફોનમાં પૂછ્યું—કોણ ડાકટર સાહેબ કે? બોલો શું કહો છો?

ડાકટર કયૂએ કહ્યું—તમે જે સ્ત્રીને અહીં બેભાન સ્થિતિમાં મૂકી ગયા હતા, તેની સ્થિતિ હવે ઘણીખરી સુધરી ગઇ છે. સહવાર થતાં તેને સંપૂર્ણ આરામ થઇ જશે. તમારી મરજી હશે, તો સહવારમાં હોસ્પીતલમાં આવી તેને જોઇ શકશો.

ઈન્સ્પેકટરે કહ્યું—ઠીક. હમણાં એ ભાનમાં છે કે નહિ?

ડાકટરે જવાબ આપ્યો—હા. ભાનમાં છે.

ઇન્સ્પેક્ટર—તમે કાંઈ પૂછ પરછ કરી?

ડાકટર અડધી મિનિટ ચૂપ રહ્યા. પછી બોલ્યા, હા. તે કેવી રીતે બેહોશ થઇ, તે પૂછ્યું હતું; પરંતુ એણે કાંઈ જવાબ આપ્યો નથી. પહેલાં તમે જે જે સ્ત્રીઓને આવી હાલતમાં મૂકી ગયા હતા, તેમણે પણ કાંઇ રહસ્ય બતાવ્યું નહતું. આ સ્ત્રી પણ તેઓની શ્રેણીનીજ છે.

ઇન્સ્પેક્ટરે કહ્યું;-ઠીક ત્યારે તો હું સહવારમાં આવીને પેશું કરૂં?

ડાકટર—વારૂં ત્યારે ગુડનાઇટ!

ગુડનાઇટ! કહી ઈન્સ્પેકટરે ફોન યથાસ્થાન પર મૂકી દીધું. તે ગંભીર સ્વરથી સ્વગત કહેવા લાગ્યો, કેવું આશ્ચર્ય છે? બેભાન સ્ત્રીઓ પોતે કેવી રીતે બેભાન થઈ છે, તે કારણ બતાવતી નથી. જો તેઓ ક્યારે અને કેવી રીતે બેહોશ થઇ, કોઇ બદમાસ માણસે બેહોશ કરી કે, શરીફ માણસે. એ જો પ્રકાશિત કરી દે, તો એમાં એને નુકસાન પણ

શું છે ? આ મામલામાં કાંઇ ઊંડું રહસ્ય હોય એમ જણાય છે. એ રહસ્ય શી રીતે ખોલાય ! બ્રાગલીએ આખી રાત આ સંબંધી વિચાર કર્યો, છતાં એકે વિચાર સ્થિર થઈ શક્યો નહિ. છેવટે તેણે આ મામલામાં મિ. બ્લેકની મદદ લેવાનો સંકલ્પ કર્યો.

ઘડિયાળમાં જોયું તો રાત્રે દોઢ વાગ્યો હતો. મિ. બ્લેકને ત્યાં અત્યારેજ જવાની તેની સંપૂર્ણ ઇચ્છા હોવા છતાં તે જઇ શક્યો નહિ, કારણ કે તેના પર નિંદ્રાદેવીએ પોતાની સત્તા જમાવવા માંડી હતી. આખરે સહવારપર જવાનો વિચાર કરી તે નિંદ્રાધીન થઈ ગયો.

"પ્રીય વાંચક, મી. બ્રાગલીએ પોતાનું કાર્ય સહવાર પર મુલ્તવી રાખવામાં ભૂલ કરી—"

---

## પ્રકરણ—૩ જું.............................ડાકટર સાહેબ.

ડાકટર કયૂ ઇન્સ્પેકટર બ્રાગલી સાથે ટેલિફોનથી વાતચીત કરી બેહોશ સ્ત્રીના ઓરડામાં ગયા. ઓરડામાં વીજળીનો પ્રકાશ ઝગઝગી રહ્યો હતો. ત્યાં બીજું કોઇ માણસ ન હતું દરવાજા પણ બંધ હતા, છતાં ડાકટરે એક વાર તીક્ષ્ણ દૃષ્ટિથી ચારે તરફ જોયું. પછી પોતાના વેસ્ટ કોટના પાકીટમાંથી એક નાની શીશી અને બીજા પાકીટમાંથી એક સ્પંઝનો ટુકડો કાઢ્યો. શીશીનો બુચ ખોલી પીળા રંગના અર્કનાં કેટલાક ટીપાં તે સ્પંઝ પર નાંખ્યાં, બાદ તે શીશીને યથાસ્થાને મૂકી પેલા અર્કથી ભીંજાયેલા સ્પંઝને બેહોશ સ્ત્રીના નાક પાસે રાખ્યો. તરતજ તે સ્ત્રી હાલી હોશમાં આવવા લાગી. ડાકટરે શીઘ્રતાથી સ્પંઝ ગજવામાં સેરવી દીધો. યુવતી બે એક મિનિટમાં પૂરી હોશમાં આવી ખાટલા પરથી ઊઠી બેઠી થઇ. અને વિસ્મયાકુલ નેત્રોથી ડાકટરના મોં તરફ જોવા લાગી. પછી તે ઓરડાની ચારે તરફ દૃષ્ટિ ફેરવી ડરતી ડરતી બોલી, મને અહીં

શા માટે લાવવામાં આવી છે? મને શું થયું હતું? તમો કોણ છો!

હું ડાક્ટર છું! બ્હીશ નહિ બેટા. તું હમણાં નિર્ભય જગ્યાએ છે. આ સેન્ટશાયર હોસ્પીતલ છે. તું બેભાન અવસ્થામાં પોલિસને મળી આવી હોવાથી તે તને સારવાર માટે અહીં, મુકી ગયેલ છે.

યુવતી ભયભીત ચહેરે આંખો ફાડી ડાક્ટર તરફ જોઇને બોલી, શું હું હમણાં હોસ્પીતલમાં છું!

ડાક્ટરે કહ્યું,......હા.

યુવતીએ ક્ષણભર પોતે બેહોશ શી રીતે થઇ હશે, એ વિચારી જોયું. પછી તે ડાક્ટરને પૂછવા લાગી, રાત્રિ કેટલી ગઇ હશે?

ડાક્ટરે કહ્યું, લગભગ એક વાગ્યો હશે!

યુવતીએ આવેગપૂર્ણ સ્વરથી કહ્યું—એક!!! કેવું આશ્ચર્ય! તે શીઘ્રતાથી બિછાનું છોડી ઓરડામાથી જવા માટે તૈયાર થઈ ગઇ.

ડાક્ટર વ્યગ્રભાવથી બોલ્યા–હેં! હેં!! આ શું કરે છે? કયાં જાય છે?

યુવતી બોલી—રાત બહુજ વીતી ગઈ છે. હવે હું મારે ઘેર જઇશ.

યુવતીના ચહેરા ઉપરથી એની તબીયત ખરાબ છે, એમ જણાતું નહતું. છતાં ડોક્ટરે પૂછયું–ઘેરે જશે? જઈ શકાશે? તું ઘણો સમય સુધી બેહોશ રહી છે. બેહોશી પછી કમજોરી આવે છે. શું તને કોઇપણ પ્રકારની દુર્બળતા જણાતી નથી? માથામાં દર્દ હાથ–પગમાં વંઠ આદિતો કાંઈ નથીને!

યુવતી બોલી, નહિ. હું બહુવાર સુધી સુઈ રહી છું, એટલુંજ મને માલમ પડે છે. નિંદ્રાપછી શરીરની જેવી હાલત માલમ પડે છે, તેવીજ હાલત આ વખતે મારી જણાય છે. હું બેહોશ થઈ ગઇ હતી; એતો મને જરાએ માલમ પડતું નથી.

ડાક્ટર દરવાજા પાસે આવી યુવતીનો રસ્તો રોકી ઉભા રહ્યા.

તે ધીમા સ્વરથી બોલ્યા, તને જવા દેવામાં મને કાંઈ હરકત નથી. પરન્તુ હું પુછું તેનો ઉત્તર આપી ખુશીથી જા. તું આલ્સવેરી સ્કવેરમાં એક ઝાડની નીચે બેંચપર બેભાન થઈને પડી હતી, તે તને યાદ છે?

યુવતી વિસ્મયતા સાથે બોલી–આલ્સવેરી સ્કવેરમાં? તમે શું કહો છો? એ બાગનું નામ તો મેં આજેજ સાંભળ્યું! આ શી વાત છે, તે હું સમજી શકતી નથી.

ડાક્ટર બોલ્યા, ઠીક. હવે બેભાન થયા પહેલાં તું કયાં હતી, તને શું થયું હતું? એતો તને યાદ હશે? ઉભી શા માટે રહે છે? બિછાનામાં બેસી મને જવાબ દે. જો કાંઈ ગુપ્ત વાત ન હોય, તો પછી મને કહેવામાં શંકોચ ન કર. જોતી નથી, હું કેટલો ઘરડો છું? વળી ડાક્ટર છું. તારા કલ્યાણને માટેજ આ સર્વ વાત હું જાણવા ઈચ્છું છું. યુવતી તરતજ ત્યાંથી હઠી બિછાના ઉપર જઈને બેઠી. અને બોલી, મને તો ફક્ત એટલુંજ યાદ આવે છે, કે હું ગ્રાંડ મ્યુઝીક હોલમાં સંગીત સાંભળવા ગઈ હતી. રાતના અગીયાર વાગે ગાયન સમાપ્ત થતાં હું ત્યાંથી નીકળી ઓકસફર્ડસ્ટ્રીટથી મારા ઘર તરફ આવતી હતી. પછી તે ચૂપ થઈ ગઈ.

ડાક્ટરે કહ્યું, પછી શું થયું? તે તને યાદ નથી આવતું? યુવતીએ એકવાર પોતાની શય્યાપર નજર નાખી ભારી સ્વરથી કહ્યું–મને જ્યારે બાગમાંથી લાવવામાં આવી, ત્યારે મારી પાસે શું કાંઈ ચીજ નહતી?

શય્યાની પાસેજ એક તરફ એક નાનું સરખું ટેબલ રાખેલું હતું, ડાક્ટરે તે તરફ આંગળીથી ઈસારો કર્યો, યુવતીએ જોયું, કે પોતાની ટોપી અને બેગ તે ટેબલ ઉપર રાખેલાં છે.

યુવતી આગ્રહપૂર્ણ દષ્ટિથી તે તરફ જોઈ રહી હોવાથી ડાક્ટરે પૂછ્યું–આ ટોપી અને બેગ શું તમારીજ છે? પોલિસનાં માણસો

તમને અહીં લાવ્યા, તે વખતે આ ચીજો પણ અહીં મૂકી ગયા હતા. કહે છે કે તમે બાગમાં જે બેન્ચ પર પડેલાં હતાં, તેની પાસેજ આ ચીજો પડી હતી.

યુવતી ક્ષણભર આમતેમ જોઈ ભયભીત થઈ બોલી, હા, એ મારીજ ચીજો છે. આમ કહી તેણે તરતજ ટોપી અને બેગ ઉપાડી લીધાં. પછી તે ટોપી પહેરતાં બોલી, દરવાજો ખોલી દો હું ઘેર જઈશ હવે મને તદ્દન આરામ છે. જેથી હવે અહીં રહેવાની કાંઇ જરૂર નથી. રાત પણ બહુ વીતી ગઇ છે.

ડાકટરે ઘંટડી વગાડી. તરતજ નર્સે દરવાજો ઉઘાડી ઓરડામાં પ્રવેશ કર્યો. ડાકટરે તેને ગંભીર સ્વરથી કહ્યું, આ સ્ત્રી ઘેર જવા માટે બહુ ઉતાવળ કરી રહી છે; માટે એને જવાદો. હવે એને કોઇપણ પ્રકારની તકલીફ જેવું દેખાતું નથી.

નર્સે ડાકટરના કહ્યા પ્રમાણે યુવતીને સાથે લઇ ત્યાંથી પ્રયાણ ... ડાકટર પણ ત્યાંથી પોતાના ઓરડામાં ચાલ્યા ગયા. ત્યાં જઈ વીજળીનો લેમ્પ સળગાવી દરવાજો બંધ કરી દીધો. પછી તેણે પોતાના ખીસ્સામાંથી ચામડાની એક નાની બેગ કાઢી સામે ટેબલ પર મૂકી, બાગમાંથી જે બેગ મળી આવી હતી, તે યુવતીનાં બિછાના પાસેજ મુકેલી હતી. ડાકટરે મૂર્છા દૂર થાય, તે પહેલાંજ તે બેગ ખોલી અંદરથી એક બીજી નાની બેગ કાઢી પોતાના ગજવામાં સંતાડી દીધી હતી. આ વખતે ડાકટર તે બેગની તરફ જોઈ મનમાંજ બોલ્યા—હવે એ સ્ત્રીથી પોતાની ખરી વાત કોઇને કહી શકાય એમ નથી; કારણ કે સંગીત સમાપ્ત થયા પછી જ્યારે એ માણસોની ભીડમાંથી ઘેર જતી હતી, ત્યારે કોઇ માણસ એના હાથમાં ચુપકીથી આ બેગ આપી છુપાઇ

ગયો હતો. હવે આ વાત જો એ કોઇને કરે, તો તે સાચી પણ માને નહિ. તે તો એમજ માને, કે એણેજ આ બેગ કોઈ પાસેથી ચોરી લીધી હશે. હા-હા-હા-હા **લોભકૂપમાં** પડવાથીજ યુવતીની આ હાલત થઇ. લોભથીજ મનુષ્ય પોતાના સર્વનાશનો માર્ગ વિસ્તૃત કરે છે. આ યુવતીએ પણ લોભને વશ થઈ બેગ લીધી હતી હવે એ પોતે ચોર ન ઠરે, તેટલા માટે પોતાની બેહોશીનું કારણ કોઇની આગળ કહી શકે એમ નથી. બાગલી પણ આ અદ્‌ભુત રહસ્યનો ભેદ ખોલવા ખાલી ફાંફાજ મારશે એ પછી ડાકટર ખુરશીપરથી ઉઠયા. પેટીની અંદરથી એક બનાવટી મોં' કાઢી પહેરી પાછા ખુરશીપર બેઠા. પેલી બેગ ખોલી તેમાંની બધી ચીજો કાઢી લીધી. બેગની અંદર **સુવર્ણ જડિત** એક બીજી બેગ હતી તે **અશરફીઓથી** ભરેલી હતી. તે સિવાય **સુવર્ણ જડિત એક આરસો** અને એક **રેશમી રૂમાલ** હતો. ડાકટરે શીઘ્રતાથી તે રૂમાલને કાઢી અગ્નિમાં નાખી દીધો. સ્પિરિટથી ભિંજાયલો **રૂમાલ** અગ્નિમાં પડતાંજ તેમાંથી એક નીલારંગની જ્યોતિ નીકળી અને તે રૂમાલ બળી ભસ્મ થઇ ગયો.

હવે ડાકટરે બનાવટી મોં કાઢી નાંખ્યું. તે શિઘ્રતાથી શ્વાસ લેવા લાગ્યા. તે બોલ્યા, આનો નાશ કર્યો, એજ સારૂં કર્યું; કારણકે જો કોઈ બીજો એની પરીક્ષા કરે, તો મારે વિપત્તિમાંજ ફસાવવું પડે. વળી થોડીવાર વિચાર કરી ડાકટર બોલ્યા, આજે મારી પરીક્ષા પુરી થઇ છે. હવે આ વિપત્તિજનક પરીક્ષાની જરૂર નથી. આટલા દિવસે મને સમજાયું; કે હવે મારો ઉદ્દેશ્ય નિઃસંદેહ સિદ્ધ થશે.

પછી **સુવર્ણમુદ્રા પૂર્ણ મની—બેગ**પર એમની નજર પડી. તે હસીને બોલ્યા, " કેવી મોટી જોળ ફેલાવી હતી. બધા શિકાર આ

જાળમાંજ ફસ્યા. સ્ત્રીઓ ઘણી લોભી હોય છે. સોનાની ચીજ જોતાં તે લોભને રોકી શકતી નથી. તેને હસ્તગત કરવાને માટે તે વ્યાકુળ થઈ ઊઠે છે; પણ તેમનો યે શો દોષ? માયા—છલિની હોય છે. હું આટલો બુઢ્ઢો અને માસિક પાંચ હજારનો પગારદાર ડાક્ટર છું. અગાધ સંપત્તિ એકઠી કરી છે. સ્ત્રીપુત્ર રહિત છું. આંખો મિચાઈ જતાં એ અગાધ સંપત્તિને વાપરનાર કોઈજ નથી. છતાં મારી ધન-તૃષ્ણાનો અંત નથી. મારા વિચાર મુજબ તો સુવર્ણજ સંસારમાં સત્ય છે; અને બીજું બધું મિથ્યા છે. આવા અર્થને જે લોકો અનર્થની જડ કહિ બતાવે છે, તે કેટલા મૂર્ખ છે? એ મુર્ખાઓએ તો સંસાર છોડી જંગલમાં રહેવું જોઈએ. તેઓ સંસારમા રહેવાને સર્વથા અયોગ્ય છે."

ડાકટરે ફરી થોડીવાર વિચાર કરી મનોગતઃ કહ્યું, પાગલી આ રહસ્યનો ભેદ ખોલવાને ઘણીયે મગજમારી કરશે, પરંતુ ખરી વાત શી છે, તે એ બેવકુફના બાપને પણ ખબર ન પડશે. વાસ્તવમાં આ વિષય ઘણુ જટિલ છે. એને જે ચાર સ્ત્રી આલ્સવેરી સ્કેવેરમાંથી બેહોશ મળી આવી હતી, તેઓના ઉપર મેં કેવળ મારાં ઔષધની પરિક્ષાજ કરી હતી. એ મારોજ ખેલ હતો. આ અનુમાન એ સાતજન્મે પણ ન કરી શકશે. ખેર. મારી પરીક્ષા સફળ થઈ.

ડાકટરે ખુરશીને પાછી હઠાવી ટોપી અને કોટ પહેરી દરવાજા તરફ ચાલવા માંડ્યું.

બહાર નીકળી થોડેક ગયા પછી એકાએક એને યાદ આવ્યું કે હું કાંઈક ભૂલી ગયો છું. આથી તે પાછો ફર્યો. ઓરડામાં જઈ જોયું, તો પેલી મની—બેગ અને સુવર્ણ-દર્પણ બન્ને ચીજો ટેબલપર પડેલી હતી. બંને ઉપાડી ગજવામાં મૂકી દીધાં.

પછી એક લોઢાની પેટી ઉઘાડી તેમાંથી એક લાંબી શીશી કાઢી. શીશીની અંદર સફેદ રંગનો કાંઈ પદાર્થ હતો. વીજળીના પ્રકાશથી તે ચમકી ઊઠયો. ડાકટરે તે શીશીને છાતી પાસેના એક ચોરગજવામાં છુપાવી દીધી. પાસેના ટેબલલેમ્પ પાસે આવી અસ્ફુટ સ્વરથી કહેવા લાગ્યા, હવે હું સર્વ રીતે તૈયાર છું. હમણાં હમણાં **વિજયગઢની મહારાણી** લંડનમાં આવી પોતાનાં બહુમૂલ્ય ઝવેરાતોની જ્યોતિથી અહીંના ધનિક સમાજનાં નેત્રોને આંજી રહી છે. સાંભળ્યું છે, કે થોડાજ દિવસોમાં તેને ત્યાં **પાર્ટી** થનાર છે જો એ **પાર્ટી**ને દિવસે દાવ મારી ન શકાય, તો મારી આટલા દિવસની પરીક્ષા વૃથા જશે. મારા **રસાયણશાસ્ત્ર** સંબંધીના અદ્વિતીય મંદિરમાં બટ્ટો લાગી જશે. **પાર્ટી**માં મહારાણી સાહેબ જરૂર પોતાનો સુવિખ્યાત **ચંદ્રહાર** પહેરશે. એ **ચંદ્રહાર**નું મૂલ્ય ઓછામાં ઓછા **દશ લાખ રૂપિયા** છે એમ કહે છે. હું કોઇપણ જોખમ વેઠીને એ હાર હસ્તગત કરીશ. ભલે જે થવાનું હોય તે થાય.

વિજળીના પ્રકાશમાં ડાકટરનાં બન્ને નેત્રો ઉજ્જવળ થઇ ઊઠયાં. તેમણે દીપક બુઝાવી ઓરડાનો દરવાજો બંધ કરી દીધો. દરવાનને પૂછયું પેલી સ્ત્રી ચાલી ગઇ કે શું ?

દરવાને સલામ કરી કહ્યું, હા સાહેબ, તેતો ક્યારની ગઈ. એને જબરદસ્તીથી તો રોકાય એમ થોડુંજ હતું ? વળી તે પોતાનું નામ–ઠામ પણ કહી ગઇ નથી

ડાક્ટર હસીને બોલ્યા, અહીં રોગીઓને વ્યર્થ રોકી મુકવાનો અધિકારજ શો છે ? બિમારી મટી ગયા પછી રોકી રાખવામાં લાભ પણ શો ? પરંતુ આ સ્ત્રીઓનો રંગ કંઇક વિલક્ષણ હતો. એ રસ્તાના બાગમાં શા રીતે બેભાન થઈ, તેનો પત્તો લગાડવો મુશ્કેલ છે કારણ કે પૂછવાથી તેનો કાંઇ જવાબ મળતો નથી.

ડાક્ટરની વાચાળતાથી દરવાન સાહસ કરી બોલ્યો, ખરી રીતે તો સાહેબ, એનો રોગ અદ્દભુત હતો. એ જેવી સ્થિતિમાં અહીં આવી હતે, તે જોતાં એ બચશે, એમ લાગતું ન હતું. પરંતુ ધન્ય છે તમારાં કૌશલ્યને ! જાણે તમે કોઇ મંત્રબળથીજ આરામ કરી દીધો ! મને તો ચોખ્ખું લાગે છે, કે આમાં કાંઈ રહસ્ય છે. નહિ તો થોડાજ દિવસોની અંદર એકજ જગ્યાપરથી ચાર–ચાર સ્ત્રીઓ બેભાન હાલતમાં કેમ મળી આવે ? વળી ખૂબી તો એ છે, કે બરોબર બારજ વાગે–પોલિસો તેને અહીં લાવે છે. કોણ જાણે ક્યાં સુધી આવું દુઃખ વેઠવું પડશે ?

ડાક્ટર સાહેબે કહ્યું–" એમાં આપણે શું કરીએ ? આપણું કામતો રોગીઓને સારા કરવાનું છે. જો આપણે આપણાં કર્ત્તવ્યમાં ત્રુટિ કરીએ, તો કેવળ આપણા અધિકારીઓનાંજ નહિ, પણ ઈશ્વરનાયે ગુન્હેગાર થઇએ." આમ કહી ડાક્ટર ક્યૂ ધીરે ધીરે આગળ વધ્યા. થોડીજ વારમાં એક ગાઢ અંધકારમય ગલીમાંથી એક બગી–ગાડી આવી ત્યાં ઉભી રહી. ડાક્ટર આમ તેમ જોઇ તરતજ તેમાં બેસી ગયા ગાડીનો દરવાજો બંધ થઇ ગયો. ડ્રાઇવરે વીજળીનું એક સફેદ બટન દબાવ્યું. ગાડી દોડવા લાગી. ગાડીનાં પૈડાં પર રબરનાં ટાયર હોવાથી રાત્રિની ઘોર નિઃસ્તબ્ધતામાં ખલેલ પડતી ન હતી.

અડધા કલાક પછી ગાડી લંડનના મેડાવેલ નામના ગામના એક સાંકડા રસ્તાની પાસે એક અટ્ટાલિકાની દિવાલ નીચે આવી ઉભી રહી. દિવાલ પાસે એક નાનકડું ઘર હતું; તે અટ્ટાલિકાથી અલગ હતું; એજ ડાક્ટર ક્યૂનું ભવન હતું.

ડાક્ટર ક્યૂ ગાડીમાંથી ઉતરી ડ્રાઇવરને કહેવા લાગ્યા, જૂલી ! તેં ખૂબ સફાઇથી કામ કર્યું છે, હવે મને ચાવી આપી દે જે કામને માટે તને ચાવી આપવામાં આવી હતી, તે પાર પડ્યું છે.

શેઠની પ્રશંસાથી જાૂલીનું મુખ આનંદથી ઉજ્જવળ થઇ ઉઠયું. તે પ્રસન્ન થઇ બોલ્યો, મારૂં સૌભાગ્ય!

ડાક્ટરે કોમળ સ્વરે કહ્યું, એ સ્ત્રીઓને લાવતાં તને કાંઈ અડચણ તો પડી નથીને?

જાૂલી બોલ્યો—નહિ સાહેબ! તે ત્રણે સ્ત્રીઓની પેઠે એ પણ બેહોશ થઈ ગઈ હતી. જ્યારે હું એની પાસે ગયો, ત્યારે તે **કાષ્ટની પુતળી** પેઠે ઉભી હતી. તેને પોતાના શરીરનું જરાયે ભાન ન હતું. ગાડીમાંથી ઉતરી મેં તેનો હાથ પકડયો. તે કાંઇપણ કહ્યા વિના ગાડીમાં બેસી ગઈ. પછી આલ્સવેરી સ્કવેર તરફ ચાલ્યો. આપનો હુકમ બજાવવામાં મને આજે તો શું, કદિ પણ અડચણ નડી નથી, ને નડશે પણ નહિ.

જાૂલી ગાડી લઈ રવાના થયો. ક્યૂ વિકટ હાસ્યથી હસવા લાગ્યા. એ હાસ્યને જોતાં મનસ્તત્ત્વજ્ઞાતા તો જરૂર સમજે, કે એમાં એક પ્રકારની કુટિલતા, નીચતા અને સ્વાર્થપારાયણતા પુરતી ભળેલી છે.

ડાક્ટર ક્યૂ સ્વાર્થમાં એટલા લીન બની ગયા હતા, કે એમને એટલું પણ ભાન ન રહ્યું, કે જે પાપ-પુણ્યનો નિયંતા, જે દુષ્ટોનો દમન કર્ત્તા અને જે સર્વજ્ઞ છે; તેની પાસે કોઇ પણ વાત ગુપ્ત રહેતી નથી. જે પાપી તેને ભૂલી જઇને બીજાનો સર્વ નાશ કરવા માટે બધાની આંખોમાં ધૂળ નાખે છે, તે પોતેજ એક દિવસ વિનાશના અંધકાર પૂર્ણ કુવામાં ફસી પડે છે.

## પ્રકરણ—૪ થું ..................બ્લેક સાથે મંત્રણા.

અગાઉ થયલી ગોઠવણ મુજબ ઇન્સ્પેક્ટર બ્રાગલી લંડનની બેકર સ્ટ્રીટમાં મિ. બ્લેકને ઘેર પોલીસ રીપોર્ટ લઈ જઇ પહોંચ્યો અને પોતાનાં કેસને લગતી વાત કરી-મી. બ્લેકની સહાયતા માંગી, છેવટે

મિ. બ્લેકે બ્રાગલીના મોં તરફ જોઈ કહ્યું, તમારો કેસ તો બેટવાળા કેસ કરતાં પણ વધુ ગુંચવણી ભર્યો છે, હું તમને શી સહાયતા કરૂં ? બેભાન થયેલી ચારે સ્ત્રીઓ કોઇને માટે ફરિયાદ કરતી નથી, તમે પણ તેનાં નામ શિવાય ઠામ ઠેકાણાની શોધ કરી શક્યા નથી. વળી એ નામો ખરાં છે, કે ખોટાં તેની પણ ખાત્રી શી ?

મિ. બ્લેકે 'પોલિસ રિપોર્ટ' જોઇ લીધો, મિ. બ્રાગલીએ જે જે વાતો કહી તે બધી સર્વ તેમણે ડાયરીમાં નોંધી લીધી.

બ્રાગલી—સ્કોટલાંટ યાર્ડના થાણામાં પણ એજ વાત થઇ હતી. કાંઇપણ ફરિયાદ વગર—શક વગર આ રહસ્યનો ભેદ શી રીતે ઊઘડે ? કાંઈ પણ સુગમ માર્ગ ન જડવાથી અમે અનેક પ્રકારના અનુમાન કરતા હતા. તેમાં વર્તમાનપત્રોએ તો અમને પાગલ બનાવી દીધા. અમે જો જાદુ જાણતા હોત, તો આ રહસ્યની ભીતર શું ષડ્યંત્ર છે, તે ઘેરબેઠાં જાણી લેત; પણ તેવું તો કાંઈ છે નહિ. વળી આ મામલામાં મોટા સાહેબોનો પણ મને ભય લાગે છે.–મિ. બ્લેક હું કઢંગી આફતમાં સપડાઈ ગયો છું. તમે ગમે તેમ કરી આ રહસ્યનો ભેદ શોધી આપો. તમારા હોવા છતાં જો આ લાંછન............"

બ્રાગલીનું મોં બંધ થઈ ગયું. ક્ષોભ અને અપયશનાં દુઃખથી તેની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં.

મિ. બ્લેક—એ બેભાન સ્ત્રીઓએ કાંઈપણ વાત કહી હોત, તો તેમાં ઘણો આધાર મળત. પરંતુ એમાં એક વાત વિચારવા જેવી છે. આ શહેરમાં સેંકડો બાગો છે; પરંતુ તેમાંથી કોઈમાં નહિ ને આ બાગમાંજ, એકજ જગ્યાએ, એકજ સમયે ચારે સ્ત્રીઓ બેભાન મળી આવી, એનું કારણ શું ?

મિ. બ્રાગલી—જો હું એ કારણ સમજી ગયો હોત, તો તમારી પાસે આવવાની જરૂરજ શી હતી ?

મિ. બ્લેક—સેન્ટશાયર હોસ્પીતલના નોકરોએ આ સ્ત્રીઓ સંબંધી કાંઇ નથી કહ્યું ?

મિ. બ્રાગલી—નહિ. એક વાત જાણવામાં આવી હતી, તે એ કે જે જે રાત્રિએ હું બેભાન સ્ત્રીઓને હોસ્પીતલમાં લઇ ગયો હતો, તે તે રાત્રીએ હોસ્પીતલના મુખ્ય ડાક્ટરને ત્યાં હાજર જોયા હતા. બીજા દિવસોએ તેઓ ત્યાં હાજર રહે છે, કે નહિ તે મને મને ખબર નથી.

મિ. બ્લેક—તે ડોકટર સાહેબનું નામ શું છે ?

મિ. બ્રાગલી—એમનું નામ ફ્રાંસીસ ક્યૂ છે. એમના જેવો ચિકિત્સક આખા લંડનમાં નથી.

મિ. બ્લેક—ડોક્ટર ક્યૂ ? એ બુઢ્ઢો ? ઠીક. તેણે આ સ્ત્રીઓને જોઇને શું કહ્યું ?

મિ. બ્રાગલી—કોઇ ઉગ્ર માદક પદાર્થ સુંઘવાથી તેઓ બેભાન થઈ ગઈ હતી. એ સંબંધીનો ડાક્ટર ક્યૂનો રિપોર્ટ જો તમારે જોવો હોય, તો હું લાવી આપીશ.

મિ. બ્લેક—ઠીક ત્યારે તો.—બધા રિપોર્ટની જરૂર નથી. છેલ્લી સ્ત્રી સંબંધીનો જ રિપોર્ટ લઇ આવજો. એટલો એકજ બસ છે,

મિ. બ્રાગલી—ઠીક, હવે એતો કહો, કે તમારી સહાયતાની આ વાત હું સ્કોટલાંડ યાર્ડના થાણામાં કોઇને કહું કે નહિ ?

મિ. બ્લેક— આ વાતને પ્રકાશમાં મૂકવાથી તમને કાંઇ લાભ થતો હોય, તો ભલે તેમ કરજો.

મિ. બ્રાગલી—વારૂ. વળી આ ઘરના સંબંધી બાગનો પહેરગીર

કહેતો હતો, કે બાગના દરવાજાપર દરરોજ હું તાળુ મારૂં છું; પણ તે જમીનપર પડેલુંજ મળે છે

મિ. બ્લેક—હા, એ પણ એક વિચારવા જેવી વાત છે. ઠીક. શું તમે એ કહી શકો છો, કે બાગના દરવાજાપર જે તાળું મારવામાં આવે છે, તેની ચાવી કોની પાસે રહે છે?

મિ. બ્રાગલી—બાગની આજુબાજુ સાઠ-સિત્તેર ખાનદાન કુટુંબો વસે છે. તે લોકો બાગના ખર્ચમાં ભાગ આપે છે. આથી તેઓ દરેક પાસે એક એક ચાવી રહે છે. બાગમાંથી જતી વખતે કયો માણસ તાળું જમીનપર ફેંકી જાય છે, એનો પત્તો લગાડવો કઠિન છે.

એ પછી બ્રાગલી થોડી ઘણી વાતો કરી પોતાને ઘેર ચાલ્યો ગયો. મિ. બ્લેક એક ચીરૂટ સળગાવી આ રહસ્ય સંબંધી વિચાર કરવા લાગ્યા. બેઠા બેઠા ચિંતા કરવાથી કાંઈ કામ સરે એમ નથી એમ ધારી બ્લેકે બીજી તરફ મન દોડાવ્યું, પણ તે ત્યાંથી હઠયું નહિ, વારંવાર મિ. બ્રાગલીની કહેલી વાતો યાદ આવવા લાગી. તે અત્યંત ચંચળ થઈ ઉઠયા. અને એક કપ ચાહ પી બોલ્યા, જો એકવાર હું આલ્સબેરી સ્કવેરમાં ફરી આવું. તો ખોટુએ શું છે? આજે સાંજે કાંઇ પણ કામ નથી.

સાડા છ થયા ન હતા, એટલામાં તેઓ આલ્સવેરી સ્કવેરમાં પહોંચી ગયા. આ વખતે ત્યાં બહુ ભીડ ન હતી. એક માણુસ ત્યાં ઘાસ કાપતો હતો. તે એમને જોઇ સલામ કરી બોલ્યો—આજની સાંજ તો ઘણી ખુશનુમાં છે!

મિ. બ્લેક આનો જવાબ ન આપતાં બોલ્યા-વાહ! તેં તો આજે બાગને બહુ સુંદર બનાવ્યો છે ને!

તે બોલ્યો—જી, હું અહીંનો માળી છું. આથી બાગને સુંદર રાખવાનો બનતો યત્ન કરૂં છું. પરંતુ અહીં હવા ખાવા આવનાર માણુસો

આ બાબત પર વિશેષ ધ્યાન આપતા નથી. તેમની સાથે આવેલાં છોકરાંઓ ફુળ-ફુલોને ખરાબ કરી નાંખે છે.

મિ. બ્લેક—એ તો ઘણું ખરાબ!

માળી મિ. બ્લેકને થોડે દૂર લઈ ગયો, અને ગાડીનાં પૈંડાનાં નિશાન બતાવી બોલ્યો—આ જુઓને? કોણ જાણે કોણ અહીં ગાડી લઇ આવ્યો હશે. આથી કેટલાયે નાના નાના છોડ નાશ પામ્યાં છે.

પાછલી રાતે બેહોશ સ્ત્રીને હોસ્પીતલમાં લઈ જતી વખતે પોલિસ કોન્સ્ટેબલ જે ગાડી લાવ્યો હતો, તે ગાડીનાં પૈંડાનાંજ આ નિશાન હતાં. પણ માળી આ વાત જાણતો ન હતો.

મિ. બ્લેક—તો શું તું ઘેર જતી વેળા રાત્રે દરવાજે તાળું નથી મારતો?

માળી—તાળું મારીનેજ જાઉં છું. પણ આ તાળાંની ચાવી ઘણાં માણસોની પાસે રહે છે. આજે સવારે આવીને જોયું, તો તાળું ખુલ્લુ પડેલું હતું. લોકોની રીતભાત તો જુઓ. બાગમાં આવવું અને જતી વખતે તાળું ખોલી જમીન પર ફેંકી જવું. આથી તો તાળું મારવું કે ન મારવું એ બન્ને એક સરખુંજ છે.

મિ. બ્લેક એક લત્તા કુંજની પાસે ગયા. એજ ઠેકાણેથી ગઇ રાતે **બેભાન સ્ત્રી** મળી આવી હતી. તે આમ તેમ જોવા લાગ્યા. ત્યાં બેન્ચની પાછળ ઘાસમાં એક કાગળનો ટુકડો પડેલો હતો. તેના પર સ્હેજમાં કોઇની નજર પડે એમ નહતું. મિ. બ્લેકે કૌતુહલવશ થઇ તે કાગળ ઉપાડી લીધો. જોયું તો **થિએટરની ટિકિટ** છે. તેમાં ગઇ કાલની તારીખ હતી.

મિ. બ્લેકે તેને સૂંઘી જોયો; ટિકિટમાં **એસેન્સની ખુશબો**

હતી. તેમણે અસ્ફુટ સ્વરે કહ્યું—આ તો ગ્રાન્ડ થીએટરની ટિકિટ છે. તે અહીં ક્યાંથી આવી? કદાચ તે બેભાન બીની તો નહિ હોય! સંભવિત છે, કે રૂમાલમાં ટિકિટ મુકી હોય, ને અજાણમાં રૂમાલ ખોલતાં ટિકિટ પડી ગઇ હોય. રૂમાલ એસેન્સથી ભીંજાયલો હતો; તેથી ટિકિટમાં પણ એની ખુશબો હોય. આમ વિચારી મિ. બ્લેક તરતજ ટિકિટ ગજવામાં મૂકી ચાલવા માંડ્યું. બાગની બ્હાર નીકળ્યા પછી તેમણે સડકની બીજી તરફ એક મકાન જોયું. એ મકાનની પાસેથી એક સીધો રસ્તો ગયો છે. એ રસ્તાની બંને બાજુઓ તરફ મકાનોની હાર છે.

મિ. બ્લેક વિચાર્યું, આ સડકની પાસે જેઓનાં મકાનો છે, તેમાંથી શું એક પણ માણુસ આ વિચિત્ર રહસ્ય સંબંધી કાંઇ નહિ જાણુતો હોય! તેઓ મુખ્ય રસ્તાને ઓળંગી પુર્વોકત મકાન તરફ આલ્યા. બે મકાનોને છોડી ત્રીજા મકાન આગળ તે સહસા ઉભા રહી ગયા; કારણ કે તે મકાનના દરવાજા પરનાં બોર્ડ પર તેમની નજર પડી હતી. તે વાંચી મિ. બ્લેક વિસ્મયતાથી બોલ્યા—આર્કી ગેંટર! શું મિ. આર્કી અહીં રહે છે? જો એમજ હોય, તો મને ઘણી શરળતા થશે. લાવ, પ્રયત્ન તો કરી જોઉં.

મિ. બ્લેકે તે મકાનનાં બારણાં આગળ જઈ ઘંટડી વગાડી. તરતજ દરવાન બ્હાર આવ્યો. મિ. બ્લેકના નામનો કાર્ડ લઈ અંદર ગયો. લગભગ પાંચ મિનિટ પછી એક યુવકે હસતા મુખે ત્યાં આવિ ને બ્લેક સાથે શેકહેન્ડ કરી બોલ્યો—હલ્લો મિ. બ્લેક! તમે અહીં ક્યાંથી આવી પહોંચ્યા? શું કોઇને પકડવાનું વારંટ લાવ્યા છો? યાર! તમારાં પગલાંથી તો ડર લાગે છે.

મિ. આર્કી ગેંટર લંડનનો એક મશહૂર **ચિત્ર-શિલ્પી** હતો.

મિ. બ્લેકે કહ્યું—ખરેખર, અમે એક એવા ભયંકર જંતુ છીએ, કે અમને જોઇને મિત્રો પણ ડરે છે; છતાં આ વખતે તમે ડરશો નહિ. હું કોઇની ગીરફતારીનો વારંટ લાવ્યો નથી. આ રસ્તેથી હું જતો હતો. દરવાજાપર તમારૂં નામ વાંચ્યું; તેથી હું મળવા માટે આવ્યો છું.

મિ. **આર્કી**—આપણે બન્ને લંડનમાંજ રહીએ છીએ, છતાં મલ્યા વિના ચાર ચાર વરસ વીતી ગયાં, એ કેવી અજાયબી? મેં સાંભળ્યું છે કે તમે **કીર્તિ** અને **કલદાર** ખૂબ સંપાદન કર્યાં છે. શું એ વાત ખરી છે? આનંદમાં તો છે ને?

મિ. **બ્લેક**—હા, આનંદમાં છું. તમે પણ થોડા દિવસમાં ખૂબ મશહૂર થઇ ગયા છો ખરૂં ને?

મિ. **આર્કી**—હા–આપણે આજે ઘણે દિવસે મલ્યા છીએ. આવો–પધારો કાંઇ સુખ દુઃખની વાતો કરીએ. કહો,-બીજીવાર લગ્ન કર્યાં કે નહિ?

મિ. **બ્લેક**—(ખુરસીપર બેસી)—મને લગ્નને માટે ફુરસદજ ક્યાં છે? વળી હવે તો હું બુઢ્ઢો થઇ ગયો છું; એટલે લગ્ન કરવું કાંઇ શોભે? ખેર, એ વાત વળી કોઇ દિવસ થશે. હવે કામની વાત સાંભળો. ગુપ્ત વાત છે. તમારા પેટમાં રહેશે કે નહિ?

મિ. **આર્કી**—વાહ! શું હું સ્ત્રી છું, કે મારા પેટમાં વાત નહિ રહે?

મિ. **બ્લેકે** ધીરે ધીરે બાગમાંથી મળતી બેભાન સ્ત્રીઓ વિષેની બધી વાતો કહી.

આ વાત સાંભળી **આર્કી**ના આશ્ચાર્યનો પાર રહ્યો નહિ. તે આંખો ફાડી મિ. બ્લેકના મોં તરફ જોઇ બોલ્યો, મારા મકાનની પાસેજ

આવા બનાવો બન્યા જાય, ને તેની મને જરા ખબર પણ ન પડે, એ ઘણી તાજુબીની વાત છે.

મિ. બ્લેક હસીને કહ્યું—મોટા શહેરોમાં રહેવાનું આ પરિણામ છે. એ હાથને છેટે શું થાય છે, તે કોઈ જાણતું નથી. તેમાં તમે તો એક ચિત્રકાર છો. રાતદિવસ તમારા ધ્યાનમાંજ મગ્ન રહો છો.

મિ. આર્કી—એ ઠીક છે, પરંતુ એથી એમ ન સમજતા, કે હું બીજી તરફ નજરજ નથી રાખતો. તમારી વાત સાંભળી એક વાત યાદ આવી ગઇ. કદાચ તેની સાથે તમારી વાતને કાંઈ સબંધ હોય, પણ ખરો ?

મિ. બ્લેક વ્યગ્રતાથી બોલ્યા—કહો તો ખરા, શી વાત છે ?

મિ. આર્કી—આ મકાનનાં ત્રીજા માળપર મારી ચિત્રશાળા છે. ત્યાં બેસીને હું તસ્વીરો તૈયાર કરૂં છું. કાલે ચિત્ર બનાવતાં વધારે વખત થઈ ગયો હતો. જ્યારે હું પરવાર્યો, ત્યારે રાતના બાર વાગ્યા હતા. એ વખતે મેં જે જોયું તે તમને કહું છું. પણ અહીં નહિ; મારા સ્ટુડિયોમાં ચાલો. ત્યાં બધી વાતો સમજવામાં તમને સરળતા થશે. બન્ને મિત્રો ત્યાંથી ઉઠી ત્રીજે માળે ગયા. ત્યાં ઓરડાના કિનારાપર નાનકડું રેલિંગ ખેંચેલું હતું. બંને રેલિંગની પાસે ઉભા રહ્યા. મિ. આર્કી સામેની તરફ જમણા હાથે ઇશારો કરી બોલ્યો—જુઓ, સામે આલ્સ વેરી સ્કેવેર. ( બાગ ) છે. કેવું સુંદર દ્રસ્ય છે !

મિ. બ્લેકે તે તરફ જોયું. ત્યાંથી બાગ સ્પષ્ટ દેખાતો હતો.

મિ. આર્કી—ગઈ રાતે હું કામ પુરૂં કરી અહીં ઉભો સીગ્રેટ પીતો હતો. એ વખતે રાતના બાર વાગ્યા હશે. સ્કેવેરમાં ઘોર અંધકાર છવાયલો હતો. આ અંધકારને ભેદી એક વીજળીની બગી—ગાડીએ એ બાગમાં

પ્રવેશ કર્યા. તે ત્યાં ફક્ત પાંચજ મિનિટ રોકાઇ હશે. કહો હવે આ બનાવ સાથે તમારા બનાવને કાંઈ સંબંધ છે કે નહિ ?

મિ. બ્લેક પોતાની વિસ્મયતા દબાવી બોલ્યા—એમાં અનુમાન ચાલી શકતું નથી. ઠીક તમે એ ગાડી શિવાય બીજું પણ કાંઇ જોયું હતું ?

મિ. આર્કી શીર હલાવી બોલ્યા નહિ, બીજું કાંઈ નથી જોયું; કારણ કે બાગમાં પ્રકાશ તો હતોજ નહિ. જે પ્રકાસ હતો, તે તો રસ્તાપરજ હતો આથી ગાડી કઈ બાજુ તરફથી નીકળી ગઇ, તે પણ હું જોઇ શક્યો નહિ.

મિ. બ્લેક ચીરૂટ પીવા લાગ્યા.

મિ. આર્કીએ તેના ભાવ જોઇ ફરી પૂછ્યું તમારી રાતવાળી ઘટના અને આ ઘટનાને કાંઇ સંબંધ છે કે નહિ ?

મિ. બ્લેક ગંભીર સ્વરથી બોલ્યા—હા તમારી આ વાત સાંભળી મને ઘણું આશ્ચર્ય થયું છે. હું આ રહસ્યને બહુ સરળ ધારતો હતો, પણ એ ઘોર તિમિરથી ઢંકાયલું માલમ પડે છે.

મિ. આર્કી—હું તમારી આ વાત જરા પણ સમજી શક્યો નથી. તમે આમાંથી શો સાર શોધી કાઢ્યો ?

મિ. બ્લેક—યોગ્ય સાર તો હજી હું ખેંચી શક્યો નથી; પરંતુ મનમાં શંકાઓ ઉઠે છે, તે હું કહું છું. જો એ ગાડીમાં કોઈ મૂર્છિતા સુવતી હતી, તો તેને અર્ધી રાત્રે એ બાગમાં મૂકી જવાનો શો હેતુ હશે ? જો એને કોઇ ગુપ્ત સ્થાનમાં રાખવાનો ઉદ્દેશ હોય તો લંડનમાં સેંકડો ગુપ્ત સ્થાનો છે, છતાં આ બાગના કુંજનેજ યોગ્ય સ્થાન કેમ ગણ્યું હશે ? વળી ચારે સ્ત્રીઓ એકજ સ્થાનપરથી મળી, એનું શું કારણ ? મારી સમજમાં તો કાંઈ પણ આવતું નથી.

મિ. આર્કી—ખેર, હવે એ મગજમારી કરવી રહેવા દો. આજે આપણે ઘણે દિવસે મલ્યા, માટે રાતનું ભોજન અહીં સાથેજ કરીશું.

મિ. બ્લેક—નહિ ભાઇ, આજે માફ કરો. વળી કોઇ દિવસ આવીશ. મારે હમણાં બહુ કામ છે. પણ આપણી આ વાત કોઇને કહેશો નહિ. હાલમાં તો હું રજા લઇશ.

મિ. બ્લેક ત્યાંથી નીકળી પાસેની એક ગલીમાં ઘૂસી ગયા. પહેલાં જે ગલીની વાત આપણે કરી ગયા, તેજ આ ગલી હતી. ગલી સાંકડી હોવાથી અંદર ગાડી મુશ્કેલીથી જઇ શકે એમ હતું. મિ. બ્લેક ત્યાંથી એક મોટા રસ્તા પર જઈ પહોંચ્યા. રસ્તા પર ખૂબ ભીડ હતી. તેની બન્ને તરફ મોટી મોટી દુકાનો આવેલી હતી.

મિ. બ્લેક મનમાંને મનમાં બોલ્યા—વીજળીની બગી-ગાડી આ રસ્તેથીજ ગઇ હશે. ગાડી કોની હતી, એનો પત્તો શીરીતે મળે? ખેર! ગાડી ગમે તેની હો, પણ યુવતીને એજ ગાડીમાં લાવવામાં આવી હતી, એમાં કાંઈ સંદેહ નથી. જો ગાડીનો પત્તો મળી જાય, તો તો ઘણી સરળતા થઈ પડે. પરંતુ એ યુવતીએ તો હોસ્પીતલના કોઇપણ માણસને પોતાનો પત્તો આપ્યો નથી. મિ. બ્રાગલીએ જે નામ કહ્યું છે, તે કદાચ એ યુવતીનું ન પણ હોય! ઓહ! અહીં તો બધો વ્યાપાર રહસ્યથી છુપાયલો માલમ પડે છે. મિ. બ્લેક મનમાં ને મનમાં વિચારવા લાગ્યા-બ્રાગલીનું થાણું અહીંથી કાંઈ વધારે દૂર નથી. થાણામાં જઇ એકવ'ર એને પણ મળી લઉં. મિ. બ્લેક ચીરૂટ પીતા પીતા થાણા આગળ જઈ પહોંચ્યા.

આ વખતે મિ. બ્રાગલી થાણામાં ન હતા. ત્યાંના એક બીજા માણસે આવી મિ. બ્લેકનો સત્કાર કર્યો. પછી બન્ને વચ્ચે થોડીવાર વાતચીત ચાલી વાતચીત પૂરી થયા પછી તેણે સેંટ શાયર હોસ્પીટલમાંથી

આવેલા રિપોર્ટની નકલ આપી. તે વાંચતા બ્લેકને માલમ પડી ગયું, કે ગઇ રાતની મુચ્છિંતા યુવતીનું નામ **જોન સ્મિથ** છે. જોન સ્મિથે પોતાનો પત્તો બતાવ્યો નથી. ડાકટર ફ્રાંસીસ કયૂને તેની પરીક્ષા કરતાં માલમ પડયું કે કોઇ માણુસે એક અજ્ઞાત અને વિષાકત ઔષધિ દ્વારા એને બેહોશ કરી હતી. એ ડાકટર કયૂનું અનુમાન છે કે તે ઔષધિ સંભવતઃ '**કલોરલ**' હતી. ડાકટરના રિપોર્ટમાં એ શિવાય બીજી કાંઇ જાણુવા જેવી વાત ન હતી.

મિ બ્લેક સમજી ગયા; કે આ રિપોર્ટથી મારૂં કાંઇ ખાસ કામ સંધાય એમ નથી. આથી તેણે એક પત્ર લખી થાણામાં એક સિપાઇના હાથમાં આપી કહ્યું—જ્યારે **બ્રાગલી** આવે, ત્યારે તેમને આ પત્ર આપજો. આટલું કરી તે ઘર તરફ પાછા ફર્યા ભોજનાદિ પછી એમણે ઘરની નોકર બાર્ડેલને કહ્યું—હું હમણાં બહાર જાઉં છું. જો **સ્મિથ** અહીં આવી પહોંચે, તો તેને મારી રાહ જોવાનું કહેજે.

મિસ. બાર્ડેલ—જો તે પૂછે કે તમે ક્યાં ગયાં ગયાં છો, તો હું શું જવાબ દઇશ ?

"થોડા સમયને માટે ગ્રાન્ડ થીયેટરમાં ગયા છે, એમ કહેજે."

થીયેટરની જે ટિકિટ બાગમાંથી મળી આવી હતી, તે આ વખતે એમના ગજવામાંજ હતી. આ ટિકિટ કોની છે, તેનો પત્તો મળે, તો ઠીક એ ઉદ્દેશથી તે થીયેટર તરફ ગયા.

## પ્રકરણ ૫ મું.......................ડોકટરની કુટીલતા.

ગયા પ્રકરણમાં જણાવેલી ઘટનાવાળા દિવસે બપોરના સમયે ડા. કયૂ સેન્ટશાયર હોસ્પીતલમાં પોતાના ખાસ ઓરડામાં બેસી કંઇ લખતા હતા. આ વખતે એક નોકરે દરવાજો ઉઘાડી ઓરડામાં પ્રવેશ કર્યો. ડાકટરને સલામ કરી કહ્યું—સાહેબ ઇન્સ્પેકટર **બ્રાગલી** તમને મળવા આવ્યા છે.

ડાક્ટર ક્યૂએ લખવાનું બંધ કરી માથું ઉંચું કરી, તે નોકર તરફ જોઇ કહ્યું:—આવવા દો.

નોકર ચાલ્યો ગયો. ડાક્ટરે લખેલા કાગળો એક તરફ મૂકી દીધા. મનમાં ને મનમાં કહ્યું–હમણાં એ શામાટે આવ્યો હશે? એને મારા ઉપર કાંઈ શક તો નથી ગયો? નહિ મારા ઉપર શક જાય, એ અસંભવિત છે. થોડી મિનિટ પછી ઇન્સ્પેકટર બ્રાગલીએ ડાક્ટરના ઓરડામાં પ્રવેશ કર્યો.

ડાક્ટર ક્યૂ—આવો મિ. બ્રાગલી! કેમ, મઝામાં તો છોને?

બ્રાગલી—હા, જી. હું આલ્સવેરી સ્કવેરની ઘટના સંબંધી થોડી વાતચીત કરવા આવ્યો છું.

ડાક્ટર ક્યૂ—ખુશીથી કહો, એમાં સંકોચાવાની જરૂર નથી.

બ્રાગલી—હું આ વખતે સ્કોટલાંડ યાર્ડના થાણામાંથી આવું છું. સાહેબે છેલ્લી સ્ત્રીની બાબતમાં તે શી રીતે મૂર્છા પામી હતી અને કઈ દવાથી? તેનો આપની પાસે સ્પેશીયલ રિપોર્ટ માગ્યો છે.

ડાક્ટર ક્યૂ—તમારા સાહેબ, હું સર્વજ્ઞ હોઉં, એમ માનતા જણાય છે. જે બાબત મને પોતાને માલમ નથી, તે હું તમને શી રીતે કહી શકું? બેભાન થઇ જવાનાં ઘણાં કારણો છે.

દૈહિક યા માનસિક ખિન્નતાથી પણ મૂર્ચ્છા આવી જાય છે. આવી હાલતમાં હું શી રીતે કહી શકું કે કઇ દવાથી તે બેહોશ થઇ ગઇ હતી?

ઇન્સ્પેકટર બ્રાગલીએ પોતાની નોટબુકમાં ડાક્ટરનું આ મંતવ્ય નોંધી લીધું. ત્યાર પછી તે બોલ્યો–પરંતુ તમે રિપોર્ટમાં તેને કોઇ દવાથી બેભાન કરવામાં આવી છે, એમ લખ્યું છે.

ડાક્ટર ક્યૂ—હા. પણ તે મારૂં અનુમાન હતું. અનુમાન કદી

ખરૂં પડતું નથી. હું તો એવું અનુમાન કરી શકું છું, કે **'નારકોટીન'** જેવા કોઇ પદાર્થથી એને બેભાન કરવામાં આવી હતી. પરંતુ તમે તો જાણો છો, કે સમયના અભાવથી અહીં રોગીઓની સંપૂર્ણ સ્થિતિનું વિવરણ લખવામાં આવતું નથી. રોગી આવે એટલે તેનો રોગ કયે પ્રકારે દૂર થાય, એજ મારો ઉદ્દેશ છે. એનેજ હું મારૂં કર્તવ્ય સમજું છું. આથી તેની હાલતની બધી નોંધ કરતો નથી.

ઇન્સ્પેક્ટર—એ ખરૂં છે. રોગીના રોગને નાબૂદ કરી દેવો એજ ચિકિત્સકનું પ્રથમ કર્તવ્ય છે.

ડાકટર કયૂ—હું દીલગીર છું, કે તમે જે જે બેહોશ સ્ત્રીઓને અહીં લાવ્યા હતા, તેઓ શુદ્ધિમાં આવતાંજ નીરોગી માણસ પેઠે પોતાને ઘેર જવા સારૂ વ્યાકુળ થઇ જતી હતી? આથી હું તેમને રોકી શકતો ન હતો. અમને હુકમ છે કે રોગીને આરામ થતાંજ તેની ઇચ્છા પ્રમાણે ઘેર જવા દેવા. આથી તે શી રીતે મૂર્છા પામી, તેનું કારણ હું શોધી શક્યો નથી.

ઇન્સ્પેક્ટર—આ રહસ્યનો પત્તો મેળવવો, ખરેખર અસંભવિત છે.

ડાકટર કયૂ—તમારી આ કઠિનતા હું જાણું છું, પણ મારો શો ઉપાય?

મને તો એમનાં ચારિત્રો દુષિત લાગે છે. કદાચ પોતાના મોંમાંથી કાંઇ વાત નીકળી જાય, તેથી તેઓ પોતાનો પત્તો પણ બતાવી ગઇ નથી. તેમણે જે નામો કહ્યાં છે, તે પણ મને તો જુઠાંજ લાગે છે.

ઇન્સ્પેક્ટર—તમારૂં અનુમાન સત્ય છે. તેનાં બતાવેલાં ઠેકાણાં પ્રમાણે મેં તપાસ કરી હતી. પણ ત્યાં પત્તો ન હતો. મ્હારા ઓફીસરોએ મારા માથા ઉપર મોટી આફત ખડી કરી દીધી છે તેઓ મારી પાસે બધી હકીકત માગે છે; પણ તે હું શી રીતે આપું?

ડાકટર ક્યૂ—ખરૂં છે. જેનાં ખરાં નામ-ઠામ માલમ નથી તેનો પત્તો શી રીતે મેળવી શકાય? છતાં-હવે જો કોઇ સ્ત્રી બેહોશ મળી આવે, તો તેને હોસ્પીટાલમાં ન લાવતાં પોલિસ થાણામાંજ નજર હેઠળ રાખી પોલિસના ડાકટરને ખબર આપજો. તેજ તેને શુદ્ધિમાં લાવશે. જરુર લાગે, તો મને બોલાવજો. એથી બધું રહસ્ય સરળતાથી ખુલી જશે.

ડાકટર મનમાં જાણતા હતા, કે હવે ભવિષ્યમાં કોઇપણ સ્ત્રી બાગમાં બેભાન મળી આવશે નહિ.

બ્રાગલી—મને આશા છે, કે ઓફિસરો તમારા વિચાર પસંદ કરશે. જો કે હજી હું નિરાશ થયો નથી, મારો એક મિત્ર છે. તેના જેવો ચતુર ડિટેકટીવ આખા યુરોપમાં નથી. તેમણે મને સહાય કરવાનું કબુલ્યું છે. આથી મને ખાત્રી છે, કે થોડાજ દિવસોમાં આ રહસ્યનો ભેદ ખુલી જશે.

ડાકટર—મને તમારા ડીટેકટીવોપર વિશ્વાસ નથી.

બ્રાગલી—પણ હું જેની વાત કરી રહ્યો છું, તે એક જુદોજ માણસ છે. તેણે કંઇ કેટલા વિચિત્ર મામલાઓમાં યશ મેળવ્યો છે.

ડાકટર ક્યૂ—તે હશે. તેમનું નામ તો કહો.

બ્રાગલી—"રોબર્ટ બ્લેક?"

ડાકટર ક્યૂએ બ્રાગલીનાં મોં તરફ ચંચળ નેત્રોએ જોઇ પૂછ્યું, શું બેકર સ્ટ્રીટમાં રહે છે, તેજ બ્લેકને?

ઇન્સ્પેકટર ઉત્સાહભેર બોલ્યો, જી હા, તેજ, તેમની સાથે તમારી મુલાકાત કરાવીશ. ડિટેકટીવો સંબંધી તમારો જે મત બંધાયો છે, તે એમની સાથે વાર્તાલાપ કરવાથી દુર થશે.

ડાકટર ક્યૂ—ભલે, તમારી, મરજી છે. તો એક દિવસ મોકલજો. પરન્તુ મને ડિટેકટીવો પર જરાએ વિશ્વાસ નથી.

બ્રાગલી ડાકટર સાહેબ પાસેથી વિદાય લઇ બોલ્યો—હું મી. બ્લેકને આપ સાથે મળવા માટે વિનંતિ કરીશ. પરંતુ તેઓ તમને ક્યારે મળે, તે હું કહી શકતો નથી. એટલું કહી ઇન્સ્પેકટર બ્રાગલી ચાલ્યો ગયો. ડાકટર ક્યૂએ ઝીડી દરવાજો બંધ કરી દીધો. પછી તેઓ ઓરડાના એક ખુણામાં ગયા. ત્યાં જઇ લોઢાની પેટી ખોલી. અંદરથી એક પાકીટ કાઢયું. પાકીટની અંદર એક લાંબો પત્ર હતો. તેની ભાષા મરાઠી હતી. ડાકટર ક્યૂ ઉપર આ પત્ર હિંદુસ્તાનથી થોડા દિવસ પહેલાં આવ્યો હતો. ગુજરાતમાં એમનો એક ડીટેકટીવ હતો તેનું નામ હતું ગણેશ દેશપાંડેય. દેશપાંડેએ આ પત્રમાં વિજયગઢ રાજ્યની મહારાણીના મહામૂલ્ય ચંદ્રહાર અને અન્ય ઝવેરાતોની વાતો લખી હતી. ડાકટર ક્યૂને સાવધાન કરવાને માટે દેશ-પાંડેએ પત્રના ઉપસંહારમાં લખ્યું હતું—તમે સુવિખ્યાત બ્રિટિશ ડિટેકટીવ રોબર્ટ બ્લેકથી સાવધ રહેજો. એને માટે કોઇ પણ કામ અઘરૂં નથી. તે તમારી ગુપ્ત વાતો જાણી લેશે, તો તમારી પાછળ મંડશે. અને તમારે આબરૂ ગુમાવવી પડશે, એટલુંજ નહિ પણ તમારી જિંદગી શુદ્ધાં ભયમાં આવી પડશે.”

ડાકટર ક્યૂએ પત્રનો એ ભાગ બેત્રણવાર મનમાં-મનમાં વાંચ્યો. પત્ર પાકીટમાં મૂકી અસ્ફુટ સ્વરથી કહ્યું—દેશપાંડેએ બ્લેકની બહુ પ્રશંસા કરી છે. જેમ પાપીઓ યમથી ડરે છે, તેમ કાળા લોકો બ્લેકના નામથી ડરતા હોય, એમ જણાય છે. બ્લેકથી ભલે તે ડરે, ગુરૂદેવ ડરે; પણ હું શા માટે ડરૂં ? મારા દુર્ભેદ્ય કૌશલ્યની ભીતર કોણ

પ્રવેશ કરે એમ છે ? યુરોપ ભરમાં એવો બીજો કયો માણુસ છે કે મારી પેઠે પદાર્થવિજ્ઞાન અને રસાયન વિદ્યામાં પારંગત હોય ? આ વિદ્યાના બળથી તો હું આકાશ પાતાળ એક કરી શકું છું ? બ્લેક ચોરી અને લૂટફાટના રહસ્યનો ભેદ ભલે પકડી શકે, પણ મેં જે કાર્યમાં પ્રવૃત્ત થવાનો સંકલ્પ કર્યો છે તે કાંઈ સાધારણ ચોરી કે લૂટ નથી. વળી મારો સભ્યસમાજમાં આદર છે. હું એક જવાબદારીવાળા ઉચ્ચ પદ પર અધિષ્ઠિત છું; એટલે મારા ઉપર કોઈ સંદેહ કરી શકે એમ નથી. સેંકડો બ્લેક કદાચ એક જગાએ એકત્ર થઈ જાય, તોપણુ તે મારી છાયાને સ્પર્શ કરી શકે એમ નથી. તોપછી મારા કૌશલ્યને ભેદી શકવાની તો વાતજ કયાં ? આમ વિદ્યાના અહંકારથી—પ્રબળ આત્માભિમાનથી ડાકટરની ગોળ ગોળ આંખો ચમકવા લાગી. તેમણે પાકીટ મૂકી પેટી બંધ કરી દીધી. પછી નીચું માથું કરી થોડીવાર સુધી કાંઈ વિચાર કરી કહ્યું, અમારામાં કોણ શ્રેષ્ઠ છે, તે નક્કી કરવાને માટે પરીક્ષાની આવશ્યકતા છે. પરીક્ષાનો સમય પણ નજીકજ છે. વિજયગઢનાં મહારાણીના મકાને નૃત્યનો ઉત્સવ છે. તે દિવસે મી. બ્લેકને ખબર આપીશ, કે "એ ઉત્સવમાં સેંકડો પરોણાઓની આંખમાં ધૂળ નાંખી હું મહારાણીનો ચંદ્રહાર ચોરી લઈશ." "જો તમે મને પકડી શકશો, તો હું બે હજાર રૂપિયા ઇનામ આપીશ. જો ન પકડી શકો, તો તમારે બે હજાર રૂપિયા ધર્માદા આપવા પડશે. બસ મારા આ પ્રસ્તાવને તે જરૂર સ્વીકારી લેશે." હું જે લાભજનક વ્યવસાયમાં પ્રવૃત્ત થનાર છું, તેમાં કોઇપણ દિવસ બ્લેકની સાથે મારે ટપાટપી તો થવાનીજ છે. તો પછી વધારે વિલંબ કરવાની જરૂર નથી. જ્યારે સામેજ સુયોગ ઉપસ્થિત છે, ત્યારે તેને ઠોકર મારી દૂર કરવો ઉચિત નથી.

સંધ્યા વીતી ગઈ ડાક્ટર ક્યૂ હોસ્પીટલનું કામ પુરૂં કરી ઘર તરફ જવા નીકળ્યા.

ડાક્ટર ક્યૂ ચાલતા ચાલતા 'એજવરરોડ' પર પહોંચ્યા. થોડેક દૂર તેમને એક બ્રુહામ ગાડી મળી. ગાડી ઉભી રહી. ગાડી એમની હતી, પણ હોસ્પીતલના માણસો એ વાત જાણતા ન હતા; કારણ કે તેઓ પગે ચાલીનેજ આવજા કરતા હતા. ડાક્ટર ક્યૂ ગાડીમાં બેઠા. બ્રુહામ શીઘ્રતાથી મેડાવેલ ગામની તરફ દોડવા લાગી જરમન સ્ટ્રીટમાં ડાક્ટર ક્યૂનું એક નાનું સરખુ મકાન હતું. એમની ટપાલ અહીંજ આવતી હતી. એમનો નિવાસ ત્યાંજ હતો, પરંતુ અહીં કોઇને તે મળતા નહિ. આથી અહીંના ઘણા લોકોને ખબર ન હતી, કે ડાક્ટર ક્યૂ ક્યાં રહે છે?

બ્રુહામ દરવાજા આગળ ઉભી રહી. ડાક્ટરે ગાડીમાંથી ઉતરી ઘરની લાયબ્રેરીમાં પ્રવેશ કર્યો.

ગાડી ચલાવનાર જાલી એમની આજ્ઞાની રાહ જોતો ઉભો હતો. ડાક્ટરે આવી તેને કાંઇ કહ્યું. પછી તે ભોજનના ઓરડામાં ગયા. ત્યાં ટેબલપર ભોજનનો થાળ તૈયાર હતો. પાસે એક આધેડ વયની પરિચારિકા ઉભી હતી. તે બહેરી હતી પણ વિશ્વાસુ હતી. ભોજન કરી રાતના સાડા સાત વાગે ડાક્ટર ક્યૂ ફરી લાયબ્રેરીમાં ગયા. ત્યાં ટેલિફોન હતો, તેમણે લંડનની એક મુખ્ય કલબના દરવાન પર ટેલીફોન કરી પૂછ્યું—

લોર્ડ એલ્થાઇન બી—કલબમાં છે કે નહિ?

"હા છે. એમને બોલાવું?"

"હા, બોલાવો."

થોડી મિનિટ પછી ટેલિફોનમાં પ્રશ્ન થયો, તમે કોણ છો?

ડાકટર કયૂ—હું ડા. કયૂ છું. શું તમને કોઇના તરફથી કાંઈ પાર્ટીમાં આમંત્રણ મળ્યું છે?

"હા, પરમ દીવસે એક પાર્ટી છે. તે માટે નિમંત્રણ-પત્ર આવ્યો છે ખરો.

ડાકટર કયૂ—ઠીક, ત્યારે તો આજ રાત્રેજ તમે મને મળી જાઓ. હું મેડાવેલમાંજ મળીશ. તમારી મરજી પડે ત્યારે આવજો. એક જરૂરી વાત કરવાની છે; સમજ્યા?

"બહુ સારૂં"

ડાકટર કયૂએ ટેલિફોન મૂકી ઘરમાં પ્રવેશ કર્યો. ઘરમાં પ્રવેશ કરતાંજ એમને બેટનાં દર્શન થયાં.

"બેટ" હમણાં ડાકટર કયૂને ત્યાંજ અતિથિ તરીકે રહ્યો હતો. એ બેટ બીજો કોઈ નહી પણ આપણો ધુર્તરાજ અઠંગ ઉઠાવગીર ચાલાક ચોર હતો:-

---

## પ્રકરણ ૬ હું.............................બારીક તપાસ.

લંડનની મશહુર "ગ્રાંડ મ્યુઝિક હોલ" નામની સંગીત શાળાના મેનેજર સાથે મિ. બ્લેકને ઓળખાણ હતી. મિ. બ્લેકે એમને મળી આલ્સવેરી સ્કવેરમાંથી મળેલી ટિકિટ દેખાડી કહ્યું—આ સ્ત્રીનો પત્તો બતાવી શકશો?

મેનેજર—તમારા પ્રશ્નનો ઉત્તર દેવો સહજ નથી. છતાં આ કોમ્પલીમેંટરી ટિકિટ છે. જેઓને આવી ટિકિટ આપવામાં આવે છે, તેનાં નામો મારી પાસે છે. આથી ટિકિટ કોને આપી હતી, તે કહી શકીશ. પણ એ લઇને ખેલ જોવા કોણ આવ્યું હતું, તે કહી શકું

એમ નથી. કારણકે જેને ટિકિટ આપવામાં આવે, તેજ માણસ જોવા આવે. એવું કાંઈ નથી.

મિ. બ્લેક—એ વાત ખરી છે. પણ આંગળી પકડતાંજ પહોંચું હાથમાં આવે છે. ટિકિટ મળી, ટિકિટ લઇ જનાર મળ્યો, પછી ખેલ જોનાર પણ કોઇ રીતે મળી જશે.

મ્યુઝિક હોલના મેનેજર મિ. હેબિલ ઓફિસમાંથી ઊઠી બીજા ઓરડામાં ગયા. મિ. બ્લેક એ અરસામાં ખુરસી ઉપરથી ઊઠી એક એક છબી જોવા લાગ્યા. લગભગ પાંચ છ મિનિટ પછી મિ. હેબિલે આવી કહ્યું—મિ. બ્લેક, ટિકિટ લઈ જનારનું નામ શોધી કાઢ્યું છે. એ અમારા હેન્ડબીલ વિભાગના એક નોકરને આપી હતી. તે હમણાં ઓફિસમાંજ છે. તેણે એ ટિકિટ "ચેમ્બરવેલ હોટલ"માં આપી હતી. ત્યાંથી મ્યુઝીક સાંભળવા કોણ આવ્યું હતું, તે એ જાણતો નથી.

મિ. બ્લેક હેબિલના હાથમાંથી ટિકિટ લઇને બોલ્યા—ધન્યવાદ ! તમે મારે માટે ઘણું કષ્ટ ઊઠાવ્યું છે. હોટલમાં જઈ ખબર કાઢતાં બીજી હકીકત માલમ પડશે. ધારૂં છું કે ત્યાંની કોઇ પરિચારિકા મ્યુઝીક સાંભળવા આવી હશે.

મિ. હેબિલ—આ બધું તો થયું, પણ મામલો શો છે? શું કોઈ ફોજદારી ગુનો છે?

મિ. બ્લેક—તમારૂં અનુમાન ખરૂં છે. બધી હકીકત ફુરસદે કહીશ. મારે એક ભારે કેસનો પત્તો લગાડવાનો છે. આટલું કહી મિ. બ્લેક થિયેટરના મેનેજર પાસેથી વિદાય લઈ રસ્તા પર આવ્યા, ત્યારે બપોરના ત્રણ વાગ્યા હતા. તે ચેમ્બરવેલ સ્ટ્રીટમાં બૈરોની હોટલમાં ગયા. બૈરોની હોટલ કાંઇ સાધારણ હોટલ ન હતી. દરવાજા

પર વિશાળ બોર્ડ લગાવેલું હતું. હજી બરાબર સાંજ પડી ન હતી; તેથી બહારનાં માણુસોની બહુ ભીડ ન હતી.

મિ. બ્લેક હોટલમાં એક ખુરસી પર જઇ બેઠા. ત્યાં તેમને હોટલની કેટલીયે પરિચારિકાઓ જોવામાં આવી. આલ્સવેરી સ્કવેરમાં મૂર્ચ્છિત અવસ્થામાં મળી આવેલી રમણીનો ચહેરો કેવો હતો તે વાત ઇન્સ્પેકટર આગલીએ મિ. બ્લેકને પહેલેથીજ સમજાવી હતી. આથી મિ. બ્લેકે પરિચારિકાઓને એકવાર નજર નાખી સારી રીતે માથાથી પગ સુધી જોઈ લીધી. મિ. બ્લેકે અનુમાન કર્યું, કે જે યુવતી ચાહ તૈયાર કરતી હતી, એજ તે યુવતી છે.

યુવતી એમનાથી થોડે દૂર ઉભેલી હતી. મિ. બ્લેકે એક દરવાનને ઇસારાથી બોલાવી કહ્યું,–આ કાગળ જે યુવતી ચા' તૈયાર કરે છે, તેને આપી આવ.

મિ. બ્લેકે કાગળમાં લખ્યું હતું, કે મ્યુઝીક હોલમાંથી આવતાં જે બીના બની હતી તે સંબંધી વાત કરવાને હું તમને મળવા માગું છું.

યુવતી ચીઠી વાંચી. મિ. બ્લેકની સામે આવી ઉભી રહી રહી. તેણે ચંચળતાથી પૂછ્યું–શું તમે મને મળવા માગો છો?

મિ. બ્લેક યુવતીનું મોં જોઈ સમજી ગયા, કે તે ડરી ગઈ છે. આથી તેઓ કોમળ સ્વરે બોલ્યા–હા, હું અહીં તમને મળવા આવ્યો છું. પણ તમે ભય પામશો નહિ. મારો ઉદ્દેશ કંઇ નુકશાન કરવાનો નથી મારો તમારી સાથે જો કે પરિચય નથી, છતાં મને તમારો હિતેચ્છુ માની તમે જો મારા પ્રશ્નનો ખરો જવાબ આપશો, તો તમારા પર કોઈપણ જાતની આપત્તિ આવશે નહિ, એની તમને ખાત્રી આપું છું.

યુવતી મિ. બ્લેકની સામે ચિત્રવત્ ઉભી રહી. એનાં મોંમાંથી એક શબ્દ પણ ન નીકળ્યો.

મિ. બ્લેક દ્રઢ સ્વરથી બોલ્યા–હું સારી રીતે જાણું છું કે તમે તે રાત્રે આલ્સવેરી સ્કવેરમાં બેભાન અવસ્થામાં પડ્યાં હતાં. તમને ચિકિત્સાને માટે સેન્ટ શાયર હોસ્પીટાલમાં લઇ જવામાં આવ્યાં હતાં. ત્યાં મૂર્છા દૂર થતાં તમે તમારૂં નામ "જેમ્સ સ્મિથ" કહ્યું હતું; પરંતુ એ નામથી તમારો પત્તો મળ્યો ન હતો.

યુવતી બોલી—મેં મારૂં ખરૂં નામ બતાવ્યું ન હતું, એ વાત ખરી છે. પણ એમાં અપરાધ શો છે?

મિ. બ્લેક હસીને બોલ્યા—એમાં અપરાધ કાંઇ નથી. હું તો એટલુંજ જાણવા માગું છું, કે હોસ્પીટાલમાં તમે ખરૂં નામ શા માટે ન આપ્યું?

યુવતીએ ફરી ચંચળ દ્રષ્ટિથી મિ. બ્લેક તરફ જોયું. મિ. બ્લેકને માલમ પડયું, કે યુવતી ગેગેં ફેંફેં કરી સવાલનો જવાબ ઉરાડી દેવા માગે છે. તે બોલ્યા-મેં તમને પ્રથમથીજ કહ્યું છે, કે હું તમારો હિતેચ્છુ છું. તે રાત્રે શી બીના બની હતી, તે જાણવાને માટે હું આતુર થઇ રહ્યો છું. તમે કોઇપણ વાત છુપાવ્યા વિના બધું કહી દો. સૌથી પહેલાં એ કહો, કે તમારૂં નામ શું છે?

યુવતી—મારૂં નામ "માર્જેરી આઉન" છે. બધી વાત કહી દેવામાં મને જરાયે વાંધો નથી. પણ એટલું વચન આપો, કે એથી મને કાંઈ વિપત્તીમાં ન ઉતરવું પડે?

બ્લેક—ખાત્રી પુર્વક કહું છું કે તમને જરાપણ નુકસાન થવાનું નથી. યુવતી એક ખુરસી ખસેડી બેસી ગઇ. તે ધીરેથી કહેવા લાગી, કોઇને નુકસાન કરવાના ઇરાદાથી મેં મારૂં ખરૂં નામ–ઠામ આપ્યું ન હતું. એવું માનશો નહિ. પરન્તુ જે બીના બની હતી, તે એવી ઓચિંતી

બની હતી, કે હું શું કરવું તે નિશ્ચિત કરી શકી નહિ. તે સમયે મારી હાલત ઠીક ન હતી.

મિ. બ્લેક—વાત પૂરેપૂરી કહો. આમ ગોળગોળમાં શું સમજ પડે?

યુવતી—રાત્રે મ્યુઝીક પૂરૂ થયું, ત્યારે હું થિયેટરમાંથી બહાર આવી. ત્યાં માણુસોની બહુ ભીડ હતી. હું એ ભીડમાંથી નીકળી સડક પર આવવાની કોશીશ કરવા લાગી. આ વખતે એક આદમી ઓચીંતો મારા હાથમાં **મની-બેગ** આપી ગૂમ થઈ ગયો. બેગમાં શું છે, એ જાણુવા માટે હું લલચાઇ મેં એને મારી હેન્ડ બેગમાં મૂકી થોડે દૂર જઇને ખોલી પણુ અંદર જોતાંજ મારૂં માથું ફરવા લાગ્યું.

મિ. બ્લેકે પૂછ્યું, એ પછી શું થયું, તે કાંઈ યાદ છે?

યુવતીએ કહ્યું—તે હું બરાબર કહી શકું એમ નથી. મેં મહામહેનતે બેગ બંધ કરી દીધી. પરંતુ ત્યારે હું ભાનમાં ન હતી. જાણે કોઇ મોહમાં વશીભૂત થઇ ગઇ હોઉં! એ સમય મને સ્વપ્નની પેઠે યાદ આવે છે. એ અવસ્થામાં કોઇ અજાણ્યા માણુસે મારો હાથ પકડી એક ગાડીમાં બેસાડી દીધી. પહેલાં ત્યાં ગાડી ન હતી, તે ક્યારે મારી પાસે આવી, એ પણુ મને સ્મરણુ નથી. બેગને ખોલી અંદર દૃષ્ટિ નાંખતાંજ મારૂં બહારનું જ્ઞાન લુપ્ત થવા લાગ્યું હતું. પરન્તુ ગાડીમાં મને કોઇએ બેસાડી એ વાત મને સારી પેઠે યાદ છે.

મિ. બ્લેક—ગાડી કેવી હતી?

યુવતી—એ હું કહી શકતી નથી. તે સમયે મારી ચેતનશક્તિ નાશ પામતી હતી. પરંતુ તે ઘોડાગાડી નહતી, એ યાદ આવે છે.

મિ. બ્લેક—ગાડી વિજળીક બ્રૂહામ તો ન હતી?

યુવતી ક્ષણુભર વિચાર કરીને—એમ પણુ હોય-હા, હા તે

ખરેખર બ્રુહામજ હતી. મોટરમાં ધસધસ-એવો શબ્દ થાય છે, પરંતુ તેમાં એવો શબ્દ થતો ન હતો. તે સમયે ગાડી કેવી હતી, તે હું સમજી શકી ન હતી પણ તમારી વાત સાંભળી સમજાય છે કે તે વિજળીક બ્રૂહામજ હશે તેમાં અવાજ થતો ન હતો. એ યાદ આવે છે.

મિ.બ્લેક—જે માણુસ તમને બેગ આપી ગયો,હતો તે ક્યાં ચાલ્યો ગયો?

યુવતી—તે મને જરાએ યાદ નથી.

હોસ્પીટાલમાં ભાન આવ્યા પછી એક બુઢ્ઢા ડાકટરને જોયો. ત્યાં મારી ટોપી અને હેન્ડબેગ પડી હતી. પણુ તે ખોલી જોતાં જણુાયું હતું કે અંદર મુકેલી બીજી બેગ તેમાં નથી. અને તે ગુમ થવા માટે મેં કોઇને ફરીયાદ પણુ કરી નહીં.

મિ. બ્લેક—બેગ આપનારને તમે ઓળખો છો? તેનો ચહેરો યાદ આવે છે?

યુવતી—તે હું કહી શકતી નથી. તે વખતે રસ્તામાં બહુ ભીડ હતી. એ ભીડમાં બેગ મારા હાથમાં કોણુ આપી ગયું, તે હું સારી રીતે જોઇ શકી નહતી. આ બેગ બીજાની હતી, તે હું જાણી ગઇ હતી. તેને લેવી ન જોઇએ, એ પણુ હું સમજતી હતી; છતાં તે વખતે કૌતુહલવશ થઈ તેને હું ફેંકી શકી નહિ. મેં વિચાર્યું કે એકાંત જગ્યાએ જઇ હું જોઇશ, કે એમાં શું છે? મને ચોર બનાવવા માટે કોઇ પાજી માણુસે આ કામ કર્યું હશે, એમ હું માનું છું. હું ગૃહસ્થ કન્યા છું મહેનત કરીને પૈસા પેદા કરૂં છું, મારે બીજાની ચીજ લેવાની પછી શી જરૂર?

મિ. બ્લેક—યુવતી દ્વારા બીજી કોઇ વાતનો પત્તો મેળવી શકયા નહિ. આથી બીજી એક બે મીઠી વાતો કરી હોટલમાંથી બ્હાર નીકળી ગયા.

એમને ઘેરે આવતાં લગભગ રાતના નવ વાગ્યા હતા. ઘેરે આવી તેમણે ઈન્સ્પેકટર બ્રાગલીને ટેલિફોન કર્યો. બ્રાગલીએ જવાબ આપ્યા પછી તેને આલ્સવેરીમાં તે યુવતીની પાસે પડેલી બેગની વાત પૂછી. પરંતુ બ્રાગલીએ યા પહેરેગીરે બેગની અંદર શી ચીજો છે, તે જોઇ ન હતી. વળી બીજાની ચીજને ખોલવાનો તેને અધિકાર પણ શો ? "ડાકટર કયૂએ હોસ્પીટાલમાંજ તે ચીજો ચૂપચાપ કાઢી લીધી હતી."

બ્લેકે—વિચાર કીધો, તો શું બેગમાંની ચોરી હોસ્પીટાલમાંજ થઇ હતી ?

મિ. બ્લેક—થોડીવાર કંઇ વિચાર કરી ગણગણતા બોલ્યા—આ મામલો પણ સીધો જણાતો નથી. બેટની ઘટના તો આશ્ચર્યજનક હતી, આ ઘટના પણ એવીજ ભેદી છે. ચારે તરફ અંધકાર છે. આ ભેદી રહસ્યનો પત્તો લગાડવો મુશ્કેલ છે.

મિ. બ્લેક ફરી ઘેરેથી નીકળ્યા. માર્જોરી બ્રાઉને એ બેગ કયાંથી મળી હતી, તે વાત કહી હતી. આથી મિ. બ્લેક તે સ્થાન તરફ ગયા.

મિ. બ્લેકે નિર્દિષ્ટ સ્થાન પર જઈ જોયું, કે ત્યાં એક દુકાન છે. તેમાં જુનો પોશાક વેચાય છે. મિ. બ્લેકે દુકાનેથી થોડે દૂર ઉભા રહી જોયું, કે દુકાનનો માલિક કોઇને માલ આપી વિદાય કરી રહ્યો છે.

મિ. બ્લેક વિચાર્યું, જો આ માણસને એક બે વાત પૂછું, તો સંભવિત છે, કે કાંઈ નવી વાત જાણવાની મળે.

મિ. બ્લેકે દુકાનમાં પ્રવેશ કર્યો. દુકાનદારને જોતાં તે યાહુદી માલમ પડતો હતો. તેણે મિ. બ્લેકનો સત્કાર કર્યો. તેણે ધાર્યું કે આ પણ કોઇ ઘરાક હશે.

મિ. બ્લેક—મારૂં નામ રોબર્ટ બ્લેક છે. હું એક ડીટેક્ટીવ છું. મિ. બ્લેકનું નામ સાંભળી દુકાનદાર ડરતો ડરતો તેના મોં તરફ જોવા

લાગ્યો. તે બિચારાને આશા હતી, કે આવનાર પાસે કાંઈ પેદા કરીશ પણ તે તો ડીટેક્ટીવને જોતાંજ મુંઝાઈ ગયો.

દુકાનદાર દબાયલા અવાજે બોલ્યો—ઓહ ! મારૂં અહોભાગ્ય કે આપનાં પુનીત પગલાં મારી દુકાન પર પડયાં છે. કહો શી આજ્ઞા છે ?

મિ. બ્લેકે બધી વાત ટુંકામાં કહી. ઉપસંહારમાં બોલ્યા તમે દુકાનદાર છો. હર વખતે કામમાંજ મશગુલ રહો છો. સામેના રસ્તા પર કોણ આવ્યું, કોણ ગયું, એ જોવાની તમારે જરૂર નથી, છતાં કદાચ આ બનાવ બન્યો, તે રાત્રે એ યુવતીને તમે જોઇ હશે, એવો ભરોસો રાખી તમને મળવા આવ્યો છું.

દુકાનદાર—તમે જે યુવતીની વાત કરો છો, તેને કદાચ મેં જોઇ હશે. એવા કેટલાયે માણસો રોજ જોવામાં આવે છે, પરંતુ તેમને યાદ રાખવાં, એ કઠણ કામ છે. પણ આ યુવતીને યાદ રાખવાનું એક કારણ છે.

મિ. બ્લેક—એવું કયું કારણ છે ?

દુકાનદાર—મારી દુકાન મોડી રાત સુધી ખુલ્લી રહે છે. કારણકે ઘણાએ સભ્ય પુરૂષો મારી દુકાનેથી કપડાં ભાડે લઈ જાય છે, જતી વખતે પોતાનો જુનો પોશાક અહીં મૂકી જાય છે. આથી રાત્રે જ્યાં સુધી તેઓ થીયેટરો, હોટલો, કે નાચની મીજલસોમાંથી પાછા નહિ ફરે, ત્યાં સુધી મારાથી દુકાન બંધ કરી શકાતી નથી. મોડી રાતે ભીડ હોતી નથી, એટલે મારી નજર સડક પરજ રહે છે. ઘટનાવાળી રાત્રે અગિયાર વાગે એક યુવતીને સડકની કોરપર વિજળીના ફાનસ પાસે ઉભેલી જોઈ હતી. તેના હાથમાં એક હેન્ડબેગ હતી. હું તેના તરફ ધારી ધારીને જોતો હતો, કારણ કે મને એવો વિશ્વાસ હતો, કે

તે કોઇ ચીજ ગીરો મૂકી મારી પાસે રૂપિયા લેવા ઇરાદો રાખે છે. ઘણાં માણુસો મારે ત્યાં દાગીના વગેરે ચીજો ગીરી મૂકી વ્યાજે રૂપિયા લઇ જાય છે. હું તે સ્ત્રીની તરફ જોતો રહ્યો, પણ તેની મતલબ સમજી શકયો નહિ. તેણે તે બેગ ખોલી અંદર નજર નાખી. નજર નાંખતાંજ કોણજાણે કેમ તેની દષ્ટિ સ્થિર રહી ગઇ. માટીનાં પુતળાંની પેઠે તે ઉભી રહી. સંભવતઃ બે ત્રણ મિનિટ થઇ હશે, એટલામાં એક વિજળીક બ્રુહામ તે યુવતીની આગળ આવી ઉભી રહી. ડ્રાઇવર શીઘ્રતાથી યુવતીની પાસે આવી તેનો હાથ પકડયો,યુવતી હાથમાંની મની બેગ સાથેજ યાંત્રિક પુતળી માફક ગાડીમાં બેસી ગઈ. તેણે એક શબ્દ પણ આગંતુકને કહ્યો હોય એવો ભાવ દેખાયો નહતો. મેં આવો બનાવ કદી જોયો નથી!

મિ. બ્લેક—યુવતીને જોતાં તમને એવો ખ્યાલ આવ્યો હતો, કે તેને તે સમયે ભાન ન હતું ?

દુકાનદાર ઉત્સાહ સહિત બોલ્યો—હા સાહેબ, યુવતી તે વખતે પૂરેપૂરી બેભાન હતી, તેના ભાવ જોઇને મને એવીજ ધારણા થઈ હતી.

મિ. બ્લેકને દુકાનદારની વાત ઉપરથી ખરી વાતનો પત્તો તો ન મળ્યો, છતાં એનાથી રહસ્યનાં અન્ધકારમાં કંઈ પ્રકાશ અવશ્ય જણાયો. તે હવે દુકાનમાંથી નીકળી પોતાને મકાને ગયા. ઘેરે આવી તેમણે કપડાં ઉતાર્યાં ટેબલ પર એક પત્ર પડેલો જોયો પરબીડીઆં પર પોતાનું નામ લખેલું હતું. નામ વાંચવાથી ઉત્કંઠા ઉલટી વધી. તે ઝટપટ પાકીટ ફોડી પત્ર વાંચવા લાગ્યા. પત્ર આ પ્રમાણે લખેલો હતો.

**"મિ. શેક્સટન બ્લેક."**

**"તમે ચોરોના સમ્રાટ બેટને જીતી લીધો છે, તેથી તમને ધન્યવાદ આપું છું. તમે ખરેખર આખા ઇંગ્લાંડમાં એકલાઅને સર્વશ્રેષ્ઠ ડીટેકટીવ છો.**

એ હું એકલો નહિ, પણ આજે ઇંગ્લાંડનાં સર્વ સ્ત્રીપુરૂષો ખુલ્લા હૃદયથી સ્વીકાર કરે છે. તમારી આ પ્રશંસા કોણ જાણે કેમ મારાથી સહન થઈ શકતી નથી. તમે મારા વૈરી નથી, સમ વ્યવસાયી નથી, છતાં આવી ઇર્ષા મારા હૃદયમાં કેમ ઉદ્‌ભવી, એ હું પણ બરાબર સમજી શકતો નથી. આથી તમને **"બુદ્ધિનો લંગોટ પહેરી કૌશલ્યના અખાડામાં"** આવવાને માટે આમંત્રણ કરૂં છું. તમને જણાવું છું, કે **વિજયગઢ રાજ્યનાં મહારાણી સાહેબ** હમણાં ઇંગ્લાંડમાં હવા ફેર માટે આવ્યાં છે. આ વાત કદાચ તમે પણ જાણી હશે. એમના ગળામાં જે **હીરાનો હાર છે,** તેની કિંમત **દસ લાખ રૂપિયા** છે આવતી ૨૭ મી ડીસેમ્બરે એને ત્યાં ફ્રેન્ડસ–પાર્ટી અને નૃત્યનો જલસો છે. એ સમયે હું અમીર ઉમરાવોની હાજરીમાં તે હાર હસ્તગત કરીશ. જો તમે મને પકડી શકો, તો હું તમને **બે હજાર રૂપિયા** ઈનામ આપીશ. ને તમે જો તેમ કરવામાં નિષ્ફળ નીવડો, તો તમારે કોઇપણ ધર્માદા ખાતામાં બે હજાર રૂપિયા આપવા, મામુલી ચોરો પકડીને તમે ગર્વીષ્ટ થયા હો, એમ જણાય છે. તમે કેટલા ઉંચા દરજ્જાના જાસુસ છો તે આ વખતેજ જણાશે. મારૂં નિમંત્રણ સ્વિકારશો.

તમારો અપરિચિત

**"એક અજ્ઞાત હરીફ."**

મિ. બ્લેક પત્ર વાંચી મનમાં ને મનમાં હસ્યા. પાકીટપર પરીક્ષા કરીને જોતાં ટિકિટ પર 'ચેયરિંગ ક્રોસ'ની છાપ હતી—એ લંડનની એક પોસ્ટ ઓફિસનું નામ છે. બ્લેક અસ્ફુટ સ્વરથી કહેવા લાગ્યા, હજી મારે કેટલાક દિવસ અશાંતિમાંજ ગાળવા પડશે. એમ જણાય છે.

એ પછી મિ. બ્લેક "આઈ ગ્લાસ" દ્વારા પત્રના અક્ષરોને ધ્યાનપૂર્વક જોવા લાગ્યા. તેમને સંદેહ થયો, કે અક્ષર સ્વાભાવિક નથી. જગ્યા જગ્યાએ અક્ષરોની લાઇન વાંકી ચૂંકી થઇ ગઇ છે. અક્ષર જોતાં આ પત્ર કોઈ લેડીએ લખ્યો હોય, એમ જણાય છે. અક્ષર ખરાબ

નથી. પછી ખુરસી ઉપરથી ઉઠી ઓરડામાં ફરવા લાગ્યા. તેઓ મનમાંજ બોલ્યા–હરિફાઇમાં હજી સુધી હું હાર્યો નથી. તો આથી ગભરાવું શાને? વિજયગઢની મહારાણી લંડનમાં છે. મેં પણ તેના આવ્યાના સમાચાર સાંભળ્યા છે. પરંતુ ૨૭ મી ડીસેંબરે તેમને ત્યાં નાચ છે કે નહિ, તેની ખબર કાઢવી પડશે. મહારાણી સાહેબના હારની પ્રશંસા લંડનના એક બે છાપાઓમાં મેં વાંચી છે. જો હરિફ પોતાની ઇચ્છા પૂરી કરવા આવશે તો તેની શર્ત કબુલ રાખવામાં કાંઇ અડચણ જેવું નથી. એ તો મારો ધંધોજ છે.

---

## પ્રકરણ ૭ મું.............................પ્રપંચ હાવ.

લોર્ડ એલ્યાઇન બી. યથાસમયે ડોકટર કયૂના મકાનપર આવ્યો એલ્યાઇન બી. નો જન્મ લંડનના એક ખાનદાન કુળમાં થયો હતો. એના બાપદાદા પાસે જોઇએ તેટલી ધનસંપત્તિ હતી. પરંતુ એ અત્યંત વિસયાસકત અને ચારિત્રહીન હોવાથી બધી સંપત્તિ નાશ પામી. માત્ર લોર્ડના ઇલ્કાબ સિવાય એની પાસે બીજી કાંઇ પુંજી ન હતી. હમણાં એ ભાડાના મકાનમાં રહેતો હતો. જુગાર અને શરાબની લત્તમાં દેવાનો ડુંગર વધતો જતો હતો. અધિક મદ્યપાનને લીધે એનું આરોગ્ય બગડતું જતું હતું. હમણાં તે ડાકટર કયૂના હાથમાં વેચાયલો હતો; કેમકે કયૂ જેવો સ્વાર્થી માણસ એને ધનની સહાયતા કરતો હતો.

ડાકટર કયૂ ઠરાવેલા સમયે પોતાના ઓરડામાં બેસી લોર્ડ એલ્યાઇન બી. ની સાથે ગુપ્ત વાતો કરી રહ્યા હતા તેમણે ઘણી વાતો કરી કહ્યું–એલ્યાઇન બી. ! મેં તમને જે કહ્યું. તે સારી રીતે યાદ રહેશે.

લોર્ડ એલ્યાઇન બીઃ—હા, પણ મામલો ઘણો વિચિત્ર છે. મને

કંઇ પણુ વિપત્તિ ન નડે, એવું તમે આશ્વાસન આપ્યું છે તેથીજ મને હિંમત રહે છે.

ડાક્ટર કયૂ—તમે તો ! બીકના માર્યા ડરપોક થઈ ગયા છો ? તમે મારા પર વિશ્વાસ રાખી કામ કરવા તૈયાર થાઓ, ને હું તમનેજ આફતના મોંમાં મૂકી દઉં ? એવું તે કાંઇ બને ? મને શું મારી ઇજ્જતનું ભાન નથી ? મેં તમને જે કહ્યું છે, તે પર શાંકા કરશો નહિ. મેં જે હાથીદાંતની પેટી આપી છે, તે ખોલશો નહિ, તેમ કોઇને ખોલવા દેશો નહિ. તમે મહારાણી સાહેબને બૉલ-રૂમ જોયો છે ? એ મકાનના બહારના ભાગમાં એક બાગ છે. તેમાં એક મોટી ઉંચી અટ્ટાલિકા છે. બસ ત્યાંજ નાચનો જલસો થશે. તે સ્થાન આપણા કાર્ય માટે ઘણુંજ સારૂં છે. જે મકાનમાં નાચ થશે, તેની પાછળના ઓરડાની નીચે એક ગલી છે. તે તમે જરૂર જોઇ હશે.

લોર્ડ એલ્યાઇન બી. એ કહ્યું-હા સારી રીતે જોઇ છે.

ડાક્ટર કયૂ—બસ. ત્યારે તમે વખતસર ત્યાં આવી રહેજો; પણ ત્યાં મારી પાસે આવશો નહિ. મારો અને તમારો કંઈ પણ સંબંધ છે, એનો કોઇને પણ સંદેહ ન પડે, એવી રીતે રહેવાનું છે. દુર રહીનેજ મારી ઉપર નજર રાખશો હું ઇશારો કરૂં કે તરત તમે મહારાણી પાસે જઇ તેમને હાથીદાંતની પેટી આપજો. શું કહીને પેટી આપશો ! યાદ છે ?

ટેબલ ઉપર ડાક્ટર કયૂની સામે મણીમુક્તાઓથી જડિત એક સુંદર પેટી પડેલી હતી. પેટીનું નિર્માણ મોગલ બાદશાહોના રાજ્યકાલમાં થયું હતું ગવર્નર જનરલ વોરન હેસ્ટીંગ્સે બનારસના રાજા ચેતસિંહના ખજાનામાંથી એ મેળવી હતી. ઘટનાવશ તે ડાક્ટર કયૂનાં હાથમાં આવી,

વિજયગઢની મહારાણીને પુરાતન-દુર્લભ ચીજોનો સંગ્રહ કરવાનો ઘણો શોખ હતો. આ વાત લંડનના અનેક છાપાઓમાં પહેલાંથી છપાઇ ગઈ હતી. આથી મહારાણી આ પેટી જોશે, કે તરતજ ગ્રહણ કર્યા વિના રહેશે નહિ; એવી ડાકટર ક્યૂને ખાત્રી હતી—મહારાણી જ્યારે આ પેટીને પોતાના હાથમાં લઇ ખોલે, ત્યારે તેમની બંને આંખોપર તમારે નજર રાખવી. જ્યારે તમને તેમની આંખોના તારા ક્રમશઃ સંકીર્ણ થઈ સોયની અણીની પેઠે સૂક્ષ્મ થઈ ગયેલા જણાય, ત્યારે તમારે શંકોચ વગર તેમનો હાથ પકડી નાચ-ઘરના પાછલા ઓરડામાં લઈ જવાં. તે કાંઈપણ આનાકાની કર્યા વિના દોરીથી ખેંચાતી પુતળીની માફક તમારી સાથે આવશે; કારણ કે તે વખતે તેમને બહારનું જ્ઞાન જરા પણ રહેશે નહિ. ઓરડામાં તેમને એક ખુરસી પર બેસાડી તમે મીજલસમાં ચાલ્યા આવજો. જો જો બધા અતિથિઓની નજરમાંથી અલગ રહેતા નહિ. એટલે તમારા ઉપર કોઇને સંદેહ પણ જશે નહિ.

લૉર્ડ એલ્યાઇન બી. એ કહ્યું—એ કંઇ અઘરૂં કામ નથી. હું સહજમાં કરી લઇશ. પરંતુ મારે તમને એક વાત પૂછવી છે તમે જે કૌશલ્યનું અવલંબ કરી આ અદ્દભુત લાભને પ્રાપ્ત કરવાનું સાહસ કર્યું છે, તેથી મહારાણીનાં જીવનને તો કોઈ પ્રકારનું નુકસાન નહિજ થાય ને?

ડાકટર ક્યુ—નહિ, તેમનાં જીવનને કોઇપણ જાતનો ભય નથી હું ગમે તેવો છું, પણ **સ્ત્રી હત્યા** કરનારો નથી. જો કે હું પરાયું ધન લઇ લેવામાં અચકાતો નથી, છતાં કોઇનો **જીવન-નાશ** કરવાનો મારો જરા આગ્રહ નથી. તમે મહારાણીને ખુરસી પર બેસાડી દેશો, ત્યાર પછી તે ફક્ત પાંચ મિનિટ ચૂપચાપ બેસી રહેશે. પછી શુદ્ધિમાં આવતાં તરતજ મીજલસમાં ભાગ લઈ શકશે. થોડા સમય બેહોશ

થઇ ગઇ હતી, તેનું એ તેને ભાન પણ રહેશે નહિ. છતાં આ ૪-૫ મિનિટમાં એનાં ગળામાંનો હાર અદૃશ્ય થઇ જશે એ નક્કી છે,

લોર્ડ એલ્યાઇન બી. ડાકટર કયૂની આ અદ્‌ભુત વાતો સાંભળી વિસ્મિત નેત્રોથી તેમની તરફ જોવા લાગ્યો. તેમને ડાકટર કયૂની વાત પર પુરતો વિશ્વાસ ન થયો. આટલું છતાં પણ ડાકટર કયૂની શક્તિ પર એને પૂરો વિશ્વાસ હતો. લોર્ડ એલ્યાઇન બી. કૌતુહલ વશ થઈ પૂછવા લાગ્યા, તમે જે કહો છો, તે શું ખરેખર સત્ય છે? તમે કયા કૌશલ્યથી એ હાર મેળવશો?

ડાકટર કયૂ સુકું હાસ્ય હસતાં બોલ્યા—તે જાણવાની તમને શી જરૂર છે? હું મારા કૌશલ્યની વાત બીજાને કહેવા ઇચ્છતો નથી. મેં તમને પ્રથમથીજ કહી દીધું છે, કે મને સહાયતા કરશો, તો તમને **એક લાખ રૂપિયા** મળશે. પણ તે મારા હાથમાં હાર આવશે ત્યારે. **લાખ રૂપીયા** કાંઇ સાધારણ વાત નથી. આ રૂપિયા અણીને સમયે તમને કુબેરની સંપત્તિની ગરજ સારશે. આવો લાભ તમને કયાં મળવાનો હતો? તમે જોતા નથી. કે તમારા માંગનારાઓ તમારાં બારણાં તોડી નાખે છે આ રકમ મળવાથી સુખે જિંદગી ગાળી શકશો. **દશ મિનિટમાં એક લાખ રૂપિયા** મળે છે, પછી શું?

લોર્ડ એલ્વાઇન બી. ગંભીર સ્વરે બોલ્યા, જોખમ પણ ઓછું નથી જો હું પકડાઇ જાઉં, તો પછી એક **લાખ રૂપિયા** કોણ વાપરે? વળી સાચી વાત કહેવામાં ડર પણ શો. **દસ લાખ રૂપિયાનો હાર** હું ચોરૂં, અને નવ લાખ રૂપિયાના માલિક તમે થઇ બેસો એ કયાંનો ન્યાય? એમ માનો કે મહારાણી જે સમયે બેહોશ હોય તે સમયે તેના ગળાનો હાર કાઢી લઈ તમને ન આપું ને હું જ રાખું તો તે **દશ લાખ** કોના?

આ સાંભળી ડાકટર કયૂ ભમ્મર ચઢાવી લોર્ડ એલ્યાર્ઇન બી. ની તરફ એકી નજરે જોવા લાગ્યા. પછી તે બોલ્યા હા, તે વખતે હાર તમે લઈ શકો છો. પણ તેને પચાવી પાડવાની તમારી શક્તિ નથી. મહારાણીના મકાન બહાર પગ મૂકતાંજ તમારે આ દુનિયામાંથી કૂચ કરી જવી પડશે. હું તમને મારી પીસ્તોલથી ઠાર કરીશ. તમને ખાત્રી ન થતી હોય, તો જુઓ આ શું છે?

લોર્ડ એલ્યાઇન બી. એ જોયું, કે ટેબલની એક તરફ નાની સરખી પીસ્તોલ વીજળીના પ્રકાશમાં ઝગમગી રહી છે. એનો આકાર સાધારણ પીસ્તોલ જેવો નથી પણ કંઈ વિચિત્રજ છે. તે જોઈ તે બોલ્યા—તમે મને નકામા ડરાવો છો. તે સમયે તમારામાં ગોળી મારવાની હિંમત ન રહેશે; કારણ કે જ્યાં મારી ઉપર ગોળી છોડી, કે તેજ સમયે તમારે પોલિસના મહેમાન થવું પડશે. ખુનના ગુન્હા બદલ તમને પણ પ્રાણ દંડની સજા થશે. પરંતુ હું એટલું માનું છું કે ડાકટર કયૂ હત્યાના લોભમાં પડી પોતાના પ્રાણ ગુમાવશે નહિ.

ડાકટર કયૂ હસીને બોલ્યા, હું પકડાઈ જાઉં તો પ્રાણ દંડ થશેને? પણ ન પકડાઉં તો? ભલા કયૂ શું એવો ભોળો માણસ છે, કે સહેજમાંજ હાથકડીઓ પહેરી લેશે? તમે એવકુફ છો, કે દરેક વાતમાં શંકા લાવી મારા મોં સામું જુઓ છો. જો તમારે મારી શક્તિનું પ્રમાણ જોઈતું હોય, તો જરા મારી સાથે આવો. આટલું કહી ડાકટર કયૂએ ખુરસીપરથી ઊઠી હાથમાં પિસ્તોલ લીધી. લોર્ડ એલ્યાઇન બી. એ જોયું કે પીસ્તોલની નળીની જડમાં એક નાનુ સરખું ચમકતું બટન લગાડેલું છે. બટન મોટું નથી, પણ ખાલી પીનની ટોપી જેવું છે. ડાકટર કયૂ પોતાની તર્જની આંગળીથી તેને દબાવી બોલ્યા. જુઓ આ પિસ્તોલ

એ મારીજ શોધ છે. એને છોડતી વખતે કાંઈ શબ્દ થતો જેથી તેમાં ગોળીની પણ જરૂર પડતી નથી. છતાં જે લક્ષ્ય પર એને છોડીએ, તેનું મૃત્યુ અવશ્ય થાય છે. મારી વાત ખરી છે કે ખોટી તેની પૂરેપુરી ખાત્રી પણ કરી લો.

આટલું કહી— ડાકટર કયુ ઘરમાંથી નીકળી પાછળના બાગમાં ગયા. લોર્ડ એલ્યાઇન બી. પણ ચુપચાપ ડાકટર કયૂની પાછળ પાછળ ગયા. થોડે દૂર જઇ તેમણે પોતાની પીસ્તોલ તૈયાર કરી, લોર્ડ એલ્યાઇને આશ્ચર્યથી જોયું, કે ડાકટરની આંગળીના સ્પર્શથી પીસ્તોલમાંનો વીજળીનો દીપક સળગી ઉઠયો. તેનો દુર સુધી પ્રકાશ—ફેલાઇ રહ્યો. એ પ્રકાશમાં જોવાથી જણાયું કે દૂર એક નાનકડું **સસલું** ઝાડના મૂળ આગળ બેઠું હતું. તે વિસ્ફારિત નેત્રોથી વીજળીના પ્રકાશ તરફ જોઇ રહ્યું છે. **સસલાંએ** નાસવાની કોષિશ કરી નહિ તે જાણે મોહમુગ્ધ બની ગયું હતું ! તેની ચેતનશક્તિ પણ નષ્ટ થઇ ગઈ હતી !

ડાકટર કયૂએ લોર્ડ એલ્યાઇન બા. ને કહ્યું—હવે પીસ્તોલના ગુણની પરીક્ષા કરો. આમ કહી પીસ્તોલને લગાડેલાં એક નાનકડા બટનને દબાવતાં એક દીર્ઘનિશ્વાસની પેઠે હાશ કરીને એક ધીમો શબ્દ થયો. સાથેજ સસલાનો મૃતદેહ જમીન પર ઢળી પડેલો જણાયો તુરતજ ડાક્તર કયૂ પીસ્તોલને ખીસામાં નાખી સસલાં પાસે ગયા. અને તેને હાથમાં પકડી પોતાની બેઠકના ઓરડામાં લઇ આવ્યા.

લોર્ડ એલ્યાઇન બી. એ સસલાના મૃત દેહની પરીક્ષા કરી તેના શરીરના કોઇપણ ભાગમાં ગોળીનો જખમ નથી. તે અજાયબીથી સસલાના તરફ જોઇ રહ્યા. સારો વ્યાપાર એમને જાદુ જેવો જેવો લાગ્યો.

ડાકટર કયૂ કહેવા લાગ્યા, મારી વાત ખરી છે કે નહિ? આ

પીસ્તોલ એક ચમત્કારી હથિયાર છે? એમાં ગોળી રાખવાની જંજાળ નથી. છોડતાં શબ્દ પણ થતો નથી. ધુમાડો પણ નીકળતો નથી. છતાં ક્ષણ વારમાં શિકાર પ્રાણ રહિત થઇ જાય છે. આવી ચીજ બીજા કોઈ પાસે જોઇ છે? આ પીસ્તોલથી કેવળ કુતરાં-બિલાડાં નહિ પરન્તુ મનુષ્ય હત્યા પણ થઈ શકે છે. હવે કહો, કે હજી પણ હાર લઇ નાસી જવાની તમારામાં હિંમત છે?

લોર્ડ એલ્બાર્ઇન બી. બોલ્યા, આ એક ઘણું વિચિત્ર હથિયાર છે.

ડાકટર કયૂ:—જો કે આ દ્વારા મનુષ્યનો પણ શિકાર કરી શકાય છે, પણ મેં આજ સુધીમાં એવું નથી કર્યું. નરહત્યા કરવાની મારી જરા પણ ઇચ્છા નથી. છતાં જરૂર પડે તો નાઇલાજે તેમ કરવામાં હું ડરતો નથી. જો તમે મને ઠગવાની ચેષ્ટા કરશો, તો હું આ સસલાની પેઠેજ તમારો પ્રાણ લઇશ. મારી આ પીસ્તોલની નળીની જડ આગળ એક પ્રકારનું વિષ્યાશક્ત બાષ્પ છે. તે અદૃશ્ય છે એ બાષ્પને હું પિસ્તોલ દ્વારા વીસ ગજ દૂર સુધી ફેંકી શકું છું. એ બાષ્પનાં બિન્દુ કઠણ પદાર્થની સાથે સંઘર્ષણ થઈ ચૂર્ણ થઇ જાય છે. જો તે મનુષ્યના મુખ પર પડે, તો તે ઝેરીલી બાષ્પ શ્વાસનળીમાં પ્રવેશ કરી તેને તરતજ પંચત્વ પમાડે છે. જરા શબ્દ સરખો કરવાનો પણ સમય મળતો નથી.

લોર્ડ એલ્બાર્ઇન બી. ડરને લીધે કંપી ઊઠયો. એ હતાશ ભાવથી ઉભો થઇ કપાળ પરનો પરસેવો લુછવા લાગ્યો. એનો આવો ભાવ જોઇ ડાકટર કયૂ હસીને બોલ્યા. કેમ સાહેબ? હજી પણ મહારાણી સાહેબનો હાર એકલાએ હજમ કરવાનો ઇરાદો છે?

લોર્ડ એલ્બાર્ઇન બી. એ કહ્યું નહિ, મારા જીવનનું મુલ્ય મહારાણીના હાર કરતાં વધુ છે. પરંતુ ડાકટર સાહેબ, તમે માણસ

છો–કે–રાક્ષસ ? ડાક્ટર ક્યૂએ કહ્યું, તમારા અનુમાન ઉપરથી શું માલમ પડે છે ? મારી શક્તિનો પરિચય મેળવ્યા છતાં હજી પણ તમે મને રાક્ષસ કહો છો ? જો કે મને આથી ખોટું લાગતું નથી, કારણ કે પૈશાચિકતા પણ મારામાં છે. તેની હું ના કહેતો નથી. પણ તમે એ માટે ચિંતા કરો નહિ, હાથીદાંતની પેટી લઈ જાઓ. એને તમે ખોલશો નહિ. તેમ કોઇને ખોલવા દેશો નહિ. આ વાત સારી રીતે યાદ રાખશો મહારાણી સાહેબ પરમ દિવસે નાચ કરાવશે. તે રાત્રે ત્યાંજ આપણો મેળાપ થશે. એ પહેલાં મને મળવાની કોશેષ કરશો નહિ. મહારાણીનો હાર હસ્તગત થયા પછી તમને રૂપિયા મળશે. એ માટે બે ફીકર રહેશો.

લોર્ડ એલ્યાઇન બી. એ કહ્યું—જો કે હું આજે પૈસા વગર દુઃખી છું. શાહુકારોની અનેક ગાળો સહેવી પડે છે. આથીજ હું તમારે શરણે આવ્યો છું. પરન્તુ આવું જોખમદારીનું કામ મેં આજ સુધી કીધું નથી. આનું પરિણામ કોણ જાણે શું આવશે ? મને તો 'એમ થાય છે, કે–" જહાન્નમમાં જાય એક લાખરૂપિયા અને જહન્નમમાં જાય તમારી આખી એ વાત. જો પકડાઈ ગયો તો દીન અને દુનિયા બંન્નેમાંથી જઈશ." કારણકે આખી યે વાત અધર્મ ભરી છે.

ડાક્ટરે કહ્યું—હા હું પણ તમારા કરતાં ઓછો ધાર્મિક નથી ? એમ ન સમજતાં કે હું લોભ વશ થઇ મહારાણીનો હાર ચોરૂં છું. દશ લાખ રૂપિયાની રકમ કાંઇ ઓછી નથી, એ હું સારી રીતે જાણું છું. સંસારમાં હું એકલોજ છું. હોસ્પીતલમાં મહીને જે પગાર મળે છે, તે મારે માટે પૂરતો છે. હું તમારા જેવો વિલાસી જીવ નથી તમારી પેઠે જુગાર અને અને શરાબમાં હજારો રૂપિયા બરબાદ કરતો નથી. છતાં હું એ હાર ચોરવા માટે કેમ તૈયાર થયો, તે જાણો છો ?

આ **ચોરી કરવામાં બહાદુરી** છે, એ દેખાડવાનો લોભ હું થોભાવી શકતો નથી. પૃથ્વી પર હુંપદ વાળા મિથ્યાભિમાની માણસોની ખોટ નથી. તેઓ પોતાના મનમાં વિચાર કર્યા કરે છે કે અમેજ વિદ્યાના વારિધિ છીએ; જ્ઞાનના ભંડાર છીએ; એમની દૃષ્ટિમાં બીજા લોકો ઉલ્લુ છે. એવા લોકોનું અભિમાન ચૂર્ણ કરનાને માટેજ હું આ કામ કરવાને તૈયાર થયો છું. વિજ્ઞાન સંમત ચૌરવૃત્તિમાં આ મારો પહેલોજ પ્રસંગ છે. હું જોવા માગું છું, કે કાર્યક્ષેત્રમાં અગ્રેસર થઇ કોઈ યોગ્ય હરીફ મળે છે કે નહિ ? મને વિશ્વાસ છે, કે હું જે કીર્તિનો સંચય કરીશ, તેની પ્રશંસા લોકો ઘણા કાળ સુધી કર્યા કરશે. પછી ચાહે તે સત્કર્મ હો, યા ચાહે દુષ્કર્મ હો, બધા વિષયોમાં અજેય બનવું એ એક સ્વર્ગીય સુખ છે. એ સુખ સાથે બીજા કોઇ સુખની તુલના કરી શકાય એમ નથી.

લોર્ડ એલ્યાઇન બી. એ સ્તંભિત ભાવથી ડાકટર કયૂની વાતો સાંભળી તેમણે મોં ઉઠાવી ડાકટર તરફ જોયું. આ વખતે ડા. કયૂની આંખોમાં એક પ્રકારનું અસ્વાભિવક તેજ જોઇ શકાતું હતું. આવી તીવ્ર દ્રષ્ટિ કેવળ ઉન્માદિયોના નેત્રોનાં કદી કદી જોવામાં આવે છે.

લોર્ડ એલ્યાઇન બી. લથડતા પગે ડાકટરના ઘરમાંથી હાથી દાંતની પેટી લઈ બ્હાર નીકળ્યા રસ્તે ચાલતાં તે મનમાંજ બોલ્યા, અધિક વિદ્યાથી પણ મનુષ્યનું બાહ્યજ્ઞાન લુપ્ત થઇ જાય છે.ડાકટર કયૂની કેટલી ભયાનક બુદ્ધિ ! આવા માણસો સાથેથી પલ્લો છોડાવવો, એજ નવજીવન મેળવવા જેવું છે. ખેર જે થવાનું હશે, તે થશે. જ્યારે આટલા રૂપિયા મળે છે, ત્યારે, નકામો એના ક્રોધાનળનો ભોગ બની મળતો લાભ શા માટે ગુમાવવો. દેવાનાં ડુંગરમાં દબાયલા લોર્ડ એલ્પાઇનબીએ. લાખ રૂપીઆનો લોભે ડાકટરનો પ્રસ્તાવ છેવટે સ્વીકારી લીધો; ખરેખર કરજ અને ગરજ બહુ ભુંડી વસ્તુ છે.

**પ્રકરણ ૮ મું..............................નાચનો ઉત્સવ.**

"અજ્ઞાત હરીફ"નો સ્પર્ધા પૂર્ણ પત્ર વાંચી મિ.બ્લેકે પત્ર લખનારનો પત્તો મેળવવાનો યત્ન કર્યો; પરન્તુ તેમાં સફળતા ન મળી.

**બૉલ—નાચને** આગલે દિવસે લગભગ દશ વાગે એમણે લંડનના સુવિખ્યાત **પોલિસ સ્ટેશન સ્કોટલાંડ યાર્ડ**માં જઇ ત્યાંનાં સુપ્રીન્ટેન્ડન્ડ મિ. **સૈક એલિષ્ટર** સાથે મુલાકાત કરી. તેમને પૂછ્યું–મહારાણી સાહેબને ત્યાં નાચની મીજલસમાં કોઈ ચોર ઘૂસી મોટો હાથ મારી જશે એમ સાંભળ્યું છે તેના એ પ્રયાસને નિષ્ફળ કરવાને માટે કંઈ પગલાં લીધા છે કે–?

**સૈક એલિષ્ટર**—હા–મે **બૉલ-નાચના** દીવસે પાંચ ચતુર કોન્સ્ટેબલોને સાધારણ પોશાકમાં નાચની મીજલસમાં હાજર રહેવાનો બંદોબસ્ત કર્યો છે. કેમ એ પુરતા છે ને ?

મિ. બ્લેક—એ તો ચોરની શક્તિ પર નિર્ભર છે. ઘણી જગ્યાએ એકજ પહેરગીર પુરતો હોય છે, ત્યારે કેટલીક જગ્યાએ સેંકડો સિપાઇઓ હાજર હોય છતાં તેની આંખમાં ધૂળ નાંખીને પણ તે પોતાનું કામ કરી પલાયન કરી જાય છે. તમારી કાર્યશક્તિમાં મને સંદેહ નથી. પણ મારી ઇચ્છા છે, કે હું મારા વિશ્વાસુ મદદનિશ–સ્મિથને સાથે લઈ નાચની મીજલસમાં હાજર રહેવા માગું છું એ માટે કૃપા કરી યોગ્ય ગોઠવણ કરી આપશો, મિ. એલિષ્ટર મુખમાં હસતાં પછ્યું. પ્રિય બ્લેક નાચ જોવાના ઉદ્દેશથીજ જાઓ છો, કે કોઈ ગૂઢ મતલબ છે ? કહો તો ખરા હું તમારી ઇચ્છાને અવશ્ય પૂર્ણ કરીશ. આજે સાંજેજ હું બે નિમંત્રણ–પત્ર તમારી ઉપર મોકલીશ પણ વાત તો કહો ?

મિ. બ્લેક—એક માણસે–બદમાશે–મારા ઉપર પત્ર મોકલ્યો છે.

તેમાં લખ્યું છે, કે 'બૉલ-નાચમાં હું સર્વ માણસોની આંખમાં ધૂળ નાંખી, મહારાણી સાહેબના ગળામાંનો બહુ મૂલ્ય હાર ચોરી લઇ જઇશ.' પત્રની નીચે કોઇનું નામઠામ નથી. આવા પત્રો મારી ઉપર બેટના વખતે બહુ આવતા હતા બેટ જેવાં ચાલાક-ચોર સર્વત્ર જોવામાં આવતા નથી. જ્યારથી તે નાસી ગયો છે, ત્યાર પછી આવો કોઇ પત્ર મને મળ્યો ન હતો. આ પત્ર મળ્યા પછી જણાયું, કે આ પણ એક બેટનો ભાઇ લાગે છે. એને પણ પકડીને હું તમારે સ્વાધીન કરીશ.

આમ કહી મિ. બ્લેક હસતા હસતા વિદાય થઇ ગયા. ચેયરિંગ ક્રોસ રેલ્વે સ્ટેશન પર આવતાં ગાડી પ્લેટફાર્મ પર આવી રહી હતી. દૈવવશ એ ટ્રેનમાંજ મિ૦ બ્લેકનો અનુચર પેટ્રીક સ્મિથ લંડન જતો હતો તે મિ. બ્લેકને જોતાંજ હાસ્ય યુકત મુખથી શીઘ્રતા પૂર્વક ટ્રેનમાંથી ઉતરી પડયો. અને તે બંને એક સાથેજ ગાડીમાં બેસી બેકર સ્ટ્રીટ તરફ ચાલ્યા રસ્તામાં સ્મિથે પૂછ્યું અને ચીંતાગ્રસ્થ જણાઓ છો? શું કાંઈ નવી વાત બની છે!

મી. બ્લેકે-હકારમાં જવાબ આપતાં તેને અજ્ઞાત હરીફના પત્રની વાત કરી કહ્યું કાલે રાત્રે પાર્ક લેનમાં વીજયગઢની મહારાણીને ત્યાં બૉલ-નાચ થશે. ત્યાં જવાનું છે. સાથે તારે પણ આવવાનું છે.

સ્મિથ (હસીને)—બહુ સરસ. ત્યાં જઇને શું કરવાનું છે?

બ્લેક—ત્યાં કાંઈ ખાસ કામ નથી. નાચ જોવાનો છે, અને મારી પાસે બેસી રહેવાનું છે. કદાચ જરૂર પડે, તો તારી હાજરી મને મદદ કર્તા થઈ પડે.

સ્મિથ—આ પણ ધુર્તરાજ બેટનો ચેલો જણાય છે; કારણ કે એણે પણ પત્ર લખી ચોરી કરવાની નકલ કરી છે.

મિ. બ્લેક—હા, મને પણ એમજ લાગે છે. થોડી મહેનત છે પણ મજાહ તો જોઇશું.

ગાડી મિ. બ્લેકને ઘેર આવી ઉભી રહી. કલાક પછી બે નિમંત્રણ કાર્ડ મળ્યાં. તેના પર બ્લેક અને મી. સ્મિથનું નામ સ્પષ્ટ અક્ષરોમાં લખેલું હતું. એ કાર્ડ પોલિસ કમિશનર મિ. સૈક એલિસ્ટર સાહેબે મોકલ્યા હતા.

બીજે દિવસે રાતે દશ વાગે પાર્કલેનમાં મહારાણીના ભવનમાં બૅાલ નાચનો આરંભ થયો. એ મીજલસમાં પ્રતિષ્ઠિત વ્યક્તિઓ, શેઠ—સાહુકારો, લોર્ડ માર્ક્વિસ, આદિ અમીર ઉમરાવોને નિમંત્રણ આપ્યાં હતાં. રાતે નવ વાગે તે બધા આવી ગયા હતા, મહારાણી બહુમૂલ્ય પોશાક અને અતિ અદ્ભુત અલંકાર પહેરી આવનાર વ્યક્તિઓનું સ્વાગત કરી રહી હતી. ઉજ્જવળ પ્રકાશ પડવાથી એમનો પોશાક અને અલંકાર ઝળાહળી રહ્યાં હતાં.

મિ. બ્લેક પોતાના પ્રિય શિષ્ય સ્મિથને લઇ યથા સમયે ત્યાં પહોંચી ગયા. એમને જોઇ મહારાણી સાહેબે શીર નમાવી અભિવાદન કર્યું. એમણે પણ પ્રત્યાભિવાદન કરી મીજલસમાં પ્રવેશ કર્યો. એ પહેલાજ મિ. બ્લેકે તીક્ષ્ણ દૃષ્ટિથી મહારાણીના કંઠમાંનો હાર જોઇ લીધો. આવો સુંદર મહામૂલ્ય હીરાનો હાર એમણે કદી જોયો નહતો. હારમાંનો દરેક હીરો લગભગ કોડી જેવડો મોટો હતો. આખા હારમાં નાના મોટા ચાળીસ હીરા હતા.

સેંકડો દીપકોના પ્રકાશથી, તરેહ તરેહની સજાવટોથી મીજલસે એક અભૂતપૂર્વ શોભા ધારણ કરી હતી. એ મીજલસમાં ચારે તરફ ગૌરાંગ દેવતાઓજ વિરાજમાન હતા. ગુજરાતના એક બે રજપૂતો અને

મહારાણી સાહેના બે-કર્મચારીઓ "કાલા આદમી" તરીકે મીજલસમાં વિચરણ કરી રહ્યા હતા.

મિ. બ્લેક સ્મિથ સાથે મીજલસની પાસેનાજ એક ખૂણામાં બેઠક લીધી. નિમંત્રિત ભદ્ર મનુષ્યોની ગતિ-વિધિનું નીરીક્ષણ કરવા લાગ્યા મીજલસમાં લગભગ બસો માણસો હતા. ચારે તરફ જાણે **નવજીવન અને નવસૌંદર્ય**ની લહેરો ઊડી રહી હતી. આવનાર વ્યક્તિઓના ભાવ જોઈ મિ. બ્લેકે વિચાર્યું, અહીં તો જાણે બધા આનંદના સ્રોતપર તરી રહ્યા છે-કોઇને **જરા અને મૃત્યુનો** પણ ભય નથી.

કકહેવાની જરૂર નથી. કે લોર્ડ એલ્યાઇન બી. પણ આ મીજલસમાં આવી પહોંચ્યા હતા. તે આ સમયે એક મોટા દ્વાર પાસે ઉભા હતા. આ દરવાજામાંથીજ એ હોલના પાછલા ભાગમાં જવાતું હતું. લોર્ડ એલ્યાઇન બી. પોતાના એક પરિચિત મિત્રથી હસી હસીને વાતો કરી રહ્યા હતા,છતાં એનાં અંતર પર એક પ્રકારની દુશ્ચીંતાનો ભાર દેખાતો હતો. થોડી મિનિટો પછી લોર્ડ મહાશય ત્યાંથી હઠી એક એવા સ્થાન પર જઇને બેઠા,કે જ્યાંથી એ હોલનો બધો ભાગ સ્પષ્ટ રીતે જોઈ શકાતો હતો.

દશનો ટંકારા થતાંજ નાચનો આરંભ થયો. મહારાણી સાહેબે કેટલીક પ્રતિષ્ઠિત મહિલાઓ સાથે નાચની એ મીજલસમાં પ્રવેશ કર્યો. તેમના પ્રસન્ન મુખપર શંકોચતું એક પણ ચિનહ્ન ન હતું. છતાં ભારતીય જાતીની નારી-સુલભ લજ્જાની અરૂણિમાએ એમનાં સુંદર મુખને વધુ સુંદર બનાવી દીધું હતું. નિમંત્રિત વ્યક્તિઓએ પ્રશંશામાન નેત્રોથી તેમનાં તરફ જોયું.

પહેલો નાચ થઈ ગયો હતો. માહારાણી સાહેબે નાચની મીજલસમાં પ્રવેશ કરતાંજ ફરી નાચ શરૂ થયો. માહારાણીની સાથે જે જે અંગ્રેજ

મહિલાઓ અંદરથી આવી હતી, તેઓ એક-એક યોગ્ય જોડ શોધી નાચવા લાગી. હવે એક પ્રૌઢ અંગ્રેજ વ્યકિત શિવાય મહારાણી સમીપ બીજું કોઇ ન રહ્યું. આ વ્યકિતએ બ્રિટિશ નૌકા સૈન્ય વિભાગના અધ્યક્ષના જેવો પોશાક પહેરેલો હતો. મહારાણી સાહેબ તેની સાથે કોમળ સ્વરમાં વાતચીત કરી રહ્યાં હતાં. આ સમયે બધાં માણસો નાચ જોવામાં મશગુલ હતાં. કોઇની પણ દ્રષ્ટિ મહારાણી ઉપર ન હતી. કેવળ લોર્ડ એલ્યાઇન બી. એકી દ્રષ્ટિએ એમના કંઠમાં લટકતો હાર જોઈ રહ્યા હતા. મહારાણી ગરમીથી ગભરાઈ ખુલ્લા ઓરડામાં જવાને માટે તૈયાર થઇ લોર્ડ એલ્યાઇન બી. તે ઓરડાની સામેજ બેઠા હતા. ઓરડામાં જે બારણું હતું તેના દરવાજા પર એક રેશમી પરદો પડેલો હતો.

લોર્ડ સાહેબ ડાકટર કયૂના ઇસારાની રાહ જોતા બેઠા હતા. કોઇએ અચાનક તેમનાં ખભાનો સ્પર્શ કર્યો. તેમણે પાછું ફરી જોયું, તો તે હાથ ડો. કયુનો હતો આ. ઇશારો ક્ષણ માત્રનાં વખતમાંજ થઇ ગયો હતો કોઇનું એ એનાપર ધ્યાન ખેંચાયું નહતું.

લોર્ડ એલ્યાઇન બી. આ હસ્તસ્પર્શને ડાકટર કયૂનો સમજી કંપતા પગોથી ખુરસીપરથી ઉઠયા. તેમનું હૃદય ધડકવા લાગ્યું. પરન્તુ આત્મસંવરણ કરી ખીસ્સામાંથી હાથદાંતની પેટી કાઢી. મહારાણી પાસે આવી પહોંચ્યા.

લોર્ડ એલ્યાઇન બી. એ મહારાણી લક્ષ્મીબાઈની સામે આવી આવી શીર નમાવી અભિવંદન કર્યું. પછી ગૌરવ ભર્યા ગંભિર શબ્દોમાં કહ્યું, સાંભળ્યું છે કે મહારાણી સાહેબાને પ્રાચીન શિલ્પકળા સંગ્રહ કરવાનો ઘણો શોખ છે. **પ્રાચીન શિલ્પ** ઉપર મારો પણ વિશેષ

અનુરાગ છે. હાથીદાંતની આ પેટી તમારાજ દેશની બનાવટ છે. સ્વદેશની આ પ્રાચીન વસ્તુ તમને વધુ પ્રીતિકર થશે, એમ સમજી હું આપશ્રીમતિને "ભેટ" આપવા લાવ્યોછું.

મહારાણીએ પ્રસન્ન દ્રષ્ટિથી લોર્ડ એલ્યાઇન બી. ના મોં તરફ જોયું. પછી હસીને તે પેટી લઇ લીધી.

પેટીનું શિલ્પ-નૈપુણ્ય વાસ્તવમાં ઘણુંજ સુંદર હતું. મહારાણી પેટી હાથમાં લેતાંજ સમજી ગયાં, કે આ અપૂર્વ સુંદર વસ્તુ છે, મારા સંગ્રહમાંયે આવી ચીજ નથી. તે પેટીનું બહારનું સૌંદર્ય જોઈ મુગ્ધ થઇ ગયાં. તેમણે લોર્ડ એલ્યાઇન બી. ને વિશુદ્ધ અંગ્રેજીમાં કહ્યું-"વાહ ! ઘણીજ સુંદર ચીજ છે ! મેં આવી કદી જોઈ નથી. મિ..."

મહારાણી લોર્ડ એલ્પાઇન બી. ના નામથી પરિચિત ન હતી. આથી મિ. કહી તેમણે પોતાની પાસે બેઠેલો નૌકા વિભાગના અધ્યક્ષ તરફ જોયું.

મહારાણીનો ભાવ સમજી જઇ લોર્ડ એલ્પાઇન બી. ની સાથે પરિચય કરાવવાના અભિનયથી તે બોલ્યા, એમનું નામ લોર્ડ એલ્યા-પાઇન બી. છે.

લોર્ડ એલ્યાઇન બી. મહારાણી સાથે ઓળખાણ થવાથી ઘણા પ્રસન્ન થયા. તેમણે તત્કાળ ઝૂકી ફરી અભિવાદન કર્યું. અને વિનિત ભાવથી બોલ્યા-આપે આ મામુલી વસ્તુની ભેટ સ્વીકારી, એ મારેમાટે પરમ સૌભાગ્યની વાત છે.

મહારાણીએ પેટીને આમતેમ ફેરવી જોઈ. જોતાં જોતાં એક નાની સહખી સ્પ્રીંગ દબાવી. સ્પ્રીંગ દબાવતાંજ પેટીનું ઢાંકણું ઊઘડી ગયું.

પેટીની અંદર એક સુંદર રેશમી રૂમાલ ઘડી વાળી મૂકેલો હતો !

રૂમાલ સુગંધિત હતો. પેટી ઉઘડતાંજ રૂમાલની મૃદુ સૌરંભે મહારાણીની નાસિકામાં પ્રવેસ કર્યો. લોર્ડ એલ્બાઇન બી. તીક્ષ્ણ દ્દષ્ટિથી એમના મોં તરફ જોઇ રહ્યા. તેણે જોયું, કે મહારાણીનું મોં ક્ષણભરમાં વિવર્ણ થઇ ગયું.

મહારાણીએ ધીમે ધીમે મસ્તક ઉચ્ચું કર્યું. લોર્ડ એલ્બાઇન બી. એ તીક્ષ્ણ દ્દષ્ટિથી જોયું, તો તેમનાં નેત્રાના તારા અત્યંત સંકુચિત થઈ ગયા છે, લોર્ડ એલ્બાઇન બી. એ સાહસ કરી તેમનો જમણો હાથ પકડી કહ્યું, મહારાણી સાહેબ મેં આ પેટી કયાંથી અને શી રીતે મેળવી, તે ઘણીજ વિચિત્ર વાત છે ! જો તમારે સાંભળવી હોય તો ચાલો એકાંતમાં જઇએ.

નૌકા વિભાગના પેલા અધ્યક્ષે પણ આ વાકયો સારી રીતે સાંભળ્યાં. મહારાણી આ સમયે બાહ્યજ્ઞાન વિલુપ્ત હતી. તેમણે હા કે ના કાંઇપણ કહ્યું નહિ. નૌકા વિભાગના તે અધ્યક્ષ સમજ્યા કે, મહારાણી લોર્ડ મહાશયની વાત સાંભળવા ઇચ્છે છે. આથી તેઓ ત્યાંથી ઉઠી ગયા. હવે લોર્ડ એલ્બાઇન બી. ક્ષણ પણ સમય ન ગુમાવતાં મહારાણીનો હાથ પકડી તેમને પૂર્વ વર્ણિત ઓરડામાં લઇ ગયા.

મિ. બ્લેક દૂર બેઠા આ સમસ્ત બનાવનું નીરીક્ષણ કરી રહ્યા હતા. લોર્ડ એલ્બાઈન બી. સાથે મહારાણીને ઓરડામાં જતાં જોઈ તે એકદમ અસ્ફુટ સ્વરથી બોલી ઉઠયા, ઓહ ! કેવી દગાબાજી છે ?

સ્મિથ મિ. બ્લેકની પાસેજ બેઠો હતો. આ અસ્ફુટ ધ્વનિ કાનમાં પડતાંજ તેણે તેનાં તરફ જોયું, તો માલમ પડયું કે મી. બ્લેકનું મોં ગંભીર છે. બન્ને નેત્રામાં વ્યાકુળતાનાં ચિનહ સારી રીતે દેખાઇ રહ્યાં છે. તેઓ એકી નજરે મહારાણીનાં મે તરફ જોઈ રહ્યા છે. સ્મિથે

પણ જોયું, કે લોર્ડ એલ્યાઈન બી. મહારાણીને લઈ ઓરડા તરફ અદ્રશ્ય થઇ ગયા છે.

સ્મિથે ધીરેથી મિ. બ્લેકને પૂછ્યું, આ શો વ્યાપાર છે?

મિ. બ્લેકે કાંઈ જવાબ આપ્યો નહિ. લોર્ડ એલ્યાઇન બી. એ મહારાણીની સામે આવી તેમના હાથમાં પેટી આપી, તે વખતથી તે અત્યાર સુધીનો બધો તમાશો જોયા કરતાં હતાં. પેટી ખોલ્યા પછી મહારાણી લક્ષ્મીબાઇની જે સ્થિતિ થઇ ગઈ, તે પણ એમની તીક્ષ્ણ દ્રષ્ટિથી જણાઈ ગઈ હતી. આથી મહારાણીને લોર્ડ એલ્યાઈન બી. લઇ ગયા એ જોઈ તેમણે કહ્યું હતું:—ઓહ કેવી દગાબાજી છે?

મહારાણી લક્ષ્મીબાઇ દોરીથી ચાલતી પુતળી પેઠે લોર્ડ એલ્યાઇન બી. સાથે ઓરડામાં જઇ પહોંચી. પરન્તુ તે ક્યાં જતી હતી અને શું કરતી હતી, તેનું તેને જરાપણ ભાન ન હતું. એમની આ અવસ્થા ઉપર કોઇનું લક્ષ્ય ન હતું. પરોણાઓ નાચ અને શુરાપાનમાં મસ્ત હતા.

મિ. બ્લેક સ્થિર ભાવથી બેશી શક્યા નહિ. શીઘ્રતાથી તે ઓરડા તરફ ચાલ્યા. પરંતુ સામે બહુ ભીડ હતી. એ ભીડમાંથી સામે જઈ શકાય એમ ન હતું. તેમ કોઈ માણસ એમને જુએ તેવી ઇચ્છા પણ તેમની ન હતી. આથી તેઓ એક બાજુથી નીકળી બીજીજ બાજુથી તે ઓરડામાં ગયા ત્યાં ગાઢ અંધકાર હતો. ઉજ્જવળ વીજળીના પ્રકાશમાંથી અંધકારામાં આવવાથી તેમને તે ઓરડાનો અંધકાર વધુ ગાઢ જણાયો. પહેલાંતો કાંઈપણ દેખાયુંજ નહિ. થોડી ક્ષણ પછી જોઇ શકાયું, કે મહારાણી ઓરડામાં એક ખુરશી પર બેઠાં છે. તેમની પાસે એકપણ માણુંસ નથી. મિ. બ્લેક આવે તે પહેલાંજ લોર્ડ એલ્યાઈન બી. ત્યાંથી અદસ્ય થઈ ગયા હતા.

મિ. બ્લેક મહારાણી તરફ જવા આગળ વધ્યા. એમણે મહારા-

ણુાંથી સાત–આઠ હાથ દૂર ઘણુંજ સ્ફૂર્તિથી એક માણુસને જતાં જોયો. તે ક્ષણ ભરમાંજ ઓરડામાંથી ભાગી ગયો. પરંતુ તે કાણુ હતો, ક્યાં ગયો એ બધુ અંધકારને લીધે નિશ્ચય કરી શકાયું નહિ

મિ. બ્લેક તત્કાળ મહારાણી પાસે આવી ઉભા રહ્યા. મહારાણી એ વખતે નિસ્પંદ ભાવથી ખુરશી પર બેઠાં હતાં. મિ. બ્લેકે કિં: કર્ત્તવ્ય વિમૂઢની પેઠે એક વાર ચારે તરફ જોયું. તો અંધકારથી દૂર એક માણુસ ઓરડાના રેલિંગની પાસે ઉભેલો માલમ પડ્યો. તે એને પકડવાને માટે દોડયા. પરંતુ રેલીંગની પાસે પહોંચતાંજ તે માણુસે નીચે કાઇ ચીજ ફેંકી દીધી. અને પોતે પણુ કુદી પડયો, વસ્તુના અને તેનાં પડવાનો અવાજ પણુ સ્પષ્ટ રૂપથી સંભળાયો.

મિ બ્લેક તેની પાછળ જઇ પકડવાને માટે બે હાથ પહોળા ક્યાં; પણુ તેણે એમને પાછાં ફરી જોઇ લીધા. મિ. બ્લેક પણુ તેની સફાચટ શીકલ, શુષ્ક મોં, બળતા અંગારાના જેવાં ગોળ ગોળ નેત્રો અને ચુવડના જેવું નીચે નમેલું નાક અંધકારમાં પણુ સ્પષ્ટ રીતે જોઇ લીધું. પરન્તુ તે પકડી શકાયો નહિ, તે અપરિચિત વ્યક્તિ બ્લેકને જોતાંજ નીચે કૂદી પડી હતી. તે આદમી ગમે તે હો, પરંતુ મિ. બ્લેક આ વાત સ્વપ્ને પણુ ધારી ન હતી, કે તે આટલી ઉંચાઇથી નીચે કૂદી પડવાનું સાહસ કરશે. શિકારને જતો જોઇ તે શીઘ્રતાથી રેલીંગની પાસે ગયા. નીચે જોતાં જણુાયું, કે રસ્તા પર એક ગાડી ઉભેલી છે. વાંદરાના જેવો બદશીકલ માણુસ ગાડીની છત ઉપરથી નીચે ઉતરી ઝટ ગાડીમાં જઇ બેઠા. જોત જોતામાં ગાડી ઉપડી ગઇ.

બ્લેક હતાશ ભાવથી બોલ્યા, અરે, ચોર ચાલ્યો ગયો! હાય! હું કેવો બેવકુફ છુ! કે મેં એને મુઠ્ઠીમાં આવેલો છોડી દીધો.

ડાકટર ફ્યૂ ચંદ્રહાર કાઢી જતી વખતે મહારાણીને એક સ્પંઝ સુંઘાડી

ગયા હતા. તે સ્પંજમાં મૂર્છા ઉતરવાની ઔષધી છાંટેલી હતી. આથી મહારાણીને શુદ્ધિમાં આવતાં વાર લાગી નહિ. હોશમાં આવતાંજ તે ખુરશીપરથી ઉભાં થયાં. રેલીંગની પાસે મિ. બ્લેકને ઉભેલા જોઈ સવિસ્મય બોલી ઉઠયાં, મહાશય શું છે?

મિ. બ્લેક મહારાણીની પાસે આવી બોલ્યા આપના ગળામાં ચંદ્રહાર હતો તે ક્યાં છે?

મહારાણીએ તરત પોતાના ગળામાં હાથ નાંખી જોયો. તેમનું મોંહ વિલુ પડી ગયું. તે ભયભીત સ્વરે મો ટેથી બોલ્યાં—હારતો ગળામાં નથી! અરે! મારો ચંદ્રહાર કોણ લઇ ગયું?

મહારણીની બૂમ હોલની અંદર સમસ્ત પરોણાઓએ સાંભળી. નૃત્ય બંધ થઇ ગયું. લોકો જ્યાં એઠા હતા, ત્યાંજ સ્તંભિત થઇ ગયા. કોઇના મોંમાંથી એક શબ્દ પણ ન નીકળ્યો. મહારાણી હોલમાં જઇ વ્યાકુળ ભાવથી પૂછવા લાગ્યા, મારો ચંદ્રહાર ક્યાં છે? મારો હીરાનો નેકલેસ ક્યાં છે, મહારાણીની વ્યાકુળતા જોઇ બધાં માણસો એકદમ વિચલિત થઈ ઊઠયાં. જે હારે થોડી વાર પહેલાં પરોણાઓની દૃષ્ટિ આકર્ષિત કરી લીધી હતી, તે થોડી વારમાંજ શીરીતે અદસ્ય થઇ ગયો. ક્ષણવારમાં કિં કર્તવ્ય વિમૂઢ થઇ સમસ્ત નિમંત્રિત નર—નારીઓએ મહારાણીને ઘેરી લીધાં. પરન્તુ મોંથી કોઇ કાંઇ બોલી શક્યાં નહિ. મહારણીએ નિઃસ્તબ્ધતાનો ભંગ કરી ફરી પૂછ્યું, મારો ચંદ્રહાર ક્યાં છે?

મિ. બ્લેક ઓરડામાંથી મહારાણીની સાથેજ નૃત્યરૂમમાં આવ્યા હતા. તેમણે એક વાર મીજલસની ચારે તરફ જોયું, પરંતુ લોર્ડ એલ્યાર્ઇન બી. આ સમયે ત્યાં જણાયા નહિ.

લોર્ડ એલ્યાર્ઇન બી. મહારાણીને ઓરડામાં બેસાડી નૃત્યના ઓરડામાં પાછા ફર્યા હતા. ડાક્ટર કસુએ ચંદ્રહાર કાઢી લીધો, તે જોઈ

આશ્ચર્ય પામી તે દર્શક મંડળમાં મળી જવાની ચેષ્ટા કરી રહ્યા હતા. તેમણે એ વખતે મિ. બ્લેકને ઝડપથી ઓરડા તરફ જતા જોઈ લીધાં તે સમજી ગયા કે આ માણસ ગુપ્ત રહસ્યનો ભેદ જાણી ગયો લાગે છે. **આથી ચોરીની** વાત પ્રકાશિત થાય, તે પહેલાંજ ત્યાંથી પલાયન કરી ગયા. ઉતાવળને લીધે હેટ અને ઓવરકોટ ત્યાંજ ભૂલી ગયા હતા! ઉતાવળા હાંફતા તે બ્હાર રસ્તાપર આવી એક ગાડી પોતાના ઘર તરફ જતી હતી. તેને રોકી તેમાં બેસી ગયા. આવી રીતે નાસવા છતાં તે નિશ્ચિંત થઈ શક્યા નહિ. ષડયંત્ર પ્રકાશિત થઈ જશે, એ ભયથી પસીનાથી તરબોળ થઈ ગયા.

આ રીતે મહારાણીનો ચંદ્રહાર કયૂના હાથમાં આવ્યો. સેંકડો નિમંત્રિત વ્યક્તિઓની સામે આશ્ચર્યજનક કૌશલ્યથી હાર ચોરી લેવો, એ એક અતિ સાહસિક ચોરને માટે પણ ઘણો કઠણ વ્યાપાર છે. પરન્તુ રસાયન વિદ્યામાં નિપુણ ડાકટર કયુને માટે તો આ રમત માત્ર હતી. **ચંદ્રહાર** મેળવી ડાકટર કયૂના મનમાં ઉલ્લાસ અને ગર્વ માતો ન હતો. પોતાની બહાદુરીના તુલનામાં ચોરાયલા હારનું મૂલ્ય એને અત્યંત તુચ્છ માલમ પડવા લાગ્યું.

---

## પ્રકરણ—૯ મું...............લોર્ડ મહાશય ગુમ!

લંડનની ચેરિંગ ક્રોસરોડ પરનાં બે માળના એક મકાનમાં લોર્ડ એલ્શ્રાક્ન બી. નો નિવાસ હતો. ધનાઢ્યના વંશધર હોવા છતાં લંડનમાં એક તસુ પણ જમીન અત્યારે તેમની નહતી. રાતના સૂવાનું સ્થાન સુદ્ધાં ન રહેવાથી આ મકાનની બે ઓરડીઓ ભાડે લઈ રહેતા હતા આખું મકાન ભાડે લેવાનું એમનામાં સામર્થ્ય ન હતું. પૈસાની તંગીને લીધે આ બે ઓરડીઓનું ભાડું પણ નિયમિત આપી શકાતું નહતું.

લોર્ડ એલ્યાઇન બી. નાચની મીજલસમાંથી ભાગી મકાન પર આવ્યા, ત્યારે રાતે એક વાગી ગયો હતો. તેમણે ગાડીમાંથી ઉતરી તરતજ પોતાના સુવાના ઓરડામાં પ્રવેશ કર્યો અને એક ગ્લાસ બ્રાંડી ઉદરસ્થ કરી. ઉગ્ર મદિરાએ ઉદરગૃહમાં પ્રવેશ કરી એમની સમસ્ત ખિન્નતાને દૂર કરી એમની કલ્પના શકિત પણ સતેજ થઇ સાથે સાથે શંકાઓએ પણ એમને ઘેરી લીધા. તે બોલ્યા, આ મારૂં કામ કોઇએ જો-જોઈ લીધું હોય અને જો હું પકડાઈ ગયો, તો છૂટવું મુશ્કેલ છે ? લોર્ડ એલ્યાઇનિ બી. આવી ચીંતાકુળ સ્થીતિમાં વિચારવા લાગ્યા. -એ ડિટેકટીવે જરૂર મને જોઈ લીધો છે. તે જરૂર મારી પાછળ પડશે, એમાં સંદેહ નથી. ડાકટર કયૂ ભયંકર ધુતારો છે. તે પોતાનું કામ કરી ચૂપકીથી ભાગી ગયો; એ મેં મારી આંખે જોયું છે. તે રેલીંગના કાર્નિસ પર આવી થાંભલાની મદદથી કૂદી પડયો હતો. પોલિસ એના પર જરાયે સંદેહ નહિ લાવે. લાભ એને થશે, અને આફતમાં હું પડીસ. હાય, આટલી બેવકુફી મેં શા માટે કરી ? જો આ સંબંધી પોલીસ પુછપરછ કરશે, તો હું શો જવાબ આપીશ ?

ગજબ થઇ ગયો ? પેટી પણ ત્યાં રહી ગઇ ? એનાથી તો હું ગુહનેગાર સાબીત થઇશ, કારણ કે મહારાણીને ભેટ આપતી વખતે ઘણા મણસોએ મને જોયો છે. શું ડાકટર કયૂ ચંદ્રહાર લેતીવેળા પેટી નહિ લઇ ગયો હશે ? એ શેતાન આવી મોટી ભુલ તો નહિજ કરે. આવાં આવાં વિચારો કરી આવી પડેલી આપત્તિથી બચવાને માટે કાંઈ ઉપાય શોધી રહ્યા હતા, એવામાં કાંઈ ખડખડાટ થતો હોય-કોઇ આવતું હોય એવો અવાજ સંભળાયો. આથી તેમનું હૃદય થરથર કંપી રહ્યું. તેમને માલમ પડયું, કે બીજા ઓરડામાં કોઇનો પગરવ સ્પષ્ટ સંભળાઈ રહ્યો છે. એ ચોર હશે કે પોલિસ ? આખરે તેણે હીમત કરી બાજુનાં

ઓરડા તરફ નજર કરી જોયું તો તે ઓરડામાં એક માણુસ દેખાયો તે ઓરડામાં લાઈટ સળગતી હતી. લોર્ડ એલ્બાઇન બી. એ શંકિત ભાવથી તેના તરફ જોયું. તેનું આખું શરીર વસ્ત્રથી ઢંકાએલું હતું.

તે માણુસ ધીરે ધીરે લોર્ડ એલ્યાઇન બી. ઉભા હતા, ત્યાં આવવા લાગ્યો તેણે પોતાની ટોપી ઉતારી, કેશહીન સાફ અને ગોળ શીર જોઇ લોર્ડ સાહેબ તેને ઓળખી ગયા, કે તે આવનાર ડાક્ટર ક્યૂ હતા!

ડાક્ટર ક્યૂ પાસે આવી કઠોર સ્વરથી, બોલ્યા સાંભળો તમે ઓચિંતા ઘેર પાછા ફર્યા, તે વાત હું પહેલેથીજ સમજી ગયો હતો. એથી હું તમને મળવા આવ્યો છું.

હું અહીં શા માટે આવ્યો છું, તે વાત જાણુવાને તમે બહુ આતુર થઇ ગયા હશો. હું તમારી સાથે વિનોદ કરવાને આવ્યો નથી. એક જરૂરી વાત છે, તે કહેવા માટે આવ્યો છું—આપણું કામ જેટલી સરળતાથી થવું જોઇતું હતું, તેટલી સરળતાથી થઇ શક્યું નથી. મને એક ભયંકર આપત્તિની શંકા થઈ રહી છે. મારૂં કામ પૂર્ણ કરી મારા ગયા બાદ જે જે ઘટના થઇ, તે નો તમે સારી રીતે જોઇ હશે.

લોર્ડ એલ્યાઇન બી. કંપિત સ્વરમાં બોલ્યા હા, જોઇ હતી એને તેથીજ હું ડરી ગયો છું. હવે મને જણાય છે, કે તમારી શબ્દજાળમાં ફસાઇને મેં એક ખોટું કાર્ય કીધું છે, જો હું જલદીથી ભાગી આવ્યો નહોત તો હું ત્યાંજ ગીરફતાર થઈ જાત. હું તો તમને એક બુદ્ધિમાન પુરા ખેલાડી માણુસ સમજતો હતો; પરંતુ હવે સમજાયું કે "સાઠી બુદ્ધિ નાઠી" તમારી બુદ્ધિની પાછળ ચાલવાથી આવી આફત આવી હવે એમાંથી છુટકારો શી રીતે થશે, કહો.

ડાક્ટર ક્યૂએ લોર્ડ એલ્યાઇન બી. ના શબ્દ શાંતિથી સાંભળ્યા.

તેને ઘણો ક્રોધ ઉપજ્યો છતાં તે બોલ્યા, જો હું પહેલેથીજ જાણતો હોત કે તમે આટલા બિકણ અને દુર્બળ છો, તો મારા સહકારી તરીકે કદી પણ સ્વિકારત નહિ.

ડોકટર ક્યૂના આ તિરસ્કારથી એલ્યાઈન બી. કાંઈ લજ્જિત થયા. તેઓ ધીમે સ્વરથી બોલ્યા હું—ભયથી ડરતો નથી પણ આપત્તિના ડરથી ચારે તરફ અંધકાર જોઇ રહ્યો છું ! જ્યારે તમને ચોરી કરવા છતાં પકડાઈ જવાનો ભય નથી, ચોરીનો માલ હજમ કરવાની પૂરતી શકિત છે, ત્યારે તમારો સહકાર કરીને હું શા માટે ડરૂં ? તમે કહ્યું હતું, તેમ આ કામનો બોજો તમે તમારા શીર ઉપર લઇ લો ને તે પ્રમાણે ચાલો, તે પછી હું સોળેસોળ આના નિશ્ચિંતજ છું.

ડાકટર ક્યૂ—હું તો પહેલેથીજ કહી ચૂકયો છું, ને હજીયે કહું છું. કે બધો બોજો મારા ઉપરજ છે. તમે કહો છો કે હુ ભયથી ડરતો નથી, પણ તમારો ચહેરો જોતાં તમે ડરના માર્યા મરી રહ્યા હો એ ખુલ્લુ દેખાય છે ખરી વાત શી છે તે કહી દો.

લોર્ડ એલ્યાઇન બી.—તમે બધી વાત તો જાણો છો, પછી બીજી શી વાત કહું ? તમે જોયું હશે, કે જે વખતે તમે મહારાણીના ગળામાંથી હાર કાઢતા હતા, તે વખતે એક માણુસ તમારી પાછળ ધીમે ધીમે આવતો હતો. જો તમે રેલીંગ પકડી નીચે ઉતરી ન પડત, તો અવશ્ય તે તમને ગિરફતાર કરત ઠીક થયું કે, આપણે બન્ને સાજા સમા ઘેરે આવ્યા તે ઇશ્વરનો પાડ ! ! !

ડાકટર ક્યૂ—મને પકડનાર ઇંગ્લાંડમાં તો શું પણ આખા યુરોપમાંયે નથી. કદાચ જો હું પકડાઈ ગયો હોત, તો પણ મારી પાસે ચંદ્રહાર ન મળત. કારણ કે તે મારો પીછો કરે તે પહેલાંજ મેં તેને ગેપ કરી દીધો હતો.

લોર્ડ એલ્યાઇન બી. એ કહ્યું, જે વખતે હું મહારાણીનો હાથ પકડી બીજા ઓરડામાં લઇ જતો હતો, ત્યારે સંદેહ વશ થઇ તે મારી પાછળ જોતો હતો. તેણે આપણ બન્નેને નક્કી ઓળખી લીધા છે.

ડાક્ટર ક્યૂ ઉત્તેજિત સ્વરથી બોલ્યા, હું તેનાથી જરા ડરતો નથી.

એલ્યાઇન—પણ તે માણસ કોણ હતો ? શું તમે એને ઓળખો છો ?

ક્યૂ—હા, એનું નામ રોબર્ટ બ્લેક છે.

નામ સાંભળી એલ્યાઇન બી. ચમકી ઊઠયા. જો તે સમયે કાળો સાપ ફુંફાડા મારતો પોતાના તરફ આવતો હોત, તો પણ તે આટલા ભયભીત નહિ થાત, તે ભયથી ધ્રુજતા કહેવા લાગ્યા, રોબર્ટ બ્લેક ! ડિટેકટીવ બ્લેક ! સર્વનાશ !!

ડાક્ટર ક્યૂ—શું નામ સાંભળતાંજ ડરી ગયા ! તમે એને મળ્યા છો ?

લોર્ડ એલ્યાઇન બી.-મળ્યો નથી, પરન્તુ એની અસાધારણ શકિત અને સામર્થ્ય મારાથી અજાણ નથી. જો તે આપણા ઉપર શક લાવશે, તો તો આપણું આવી જ બન્યુ. તેની ચાલાકી આગળ નમારી વિદ્યાની બહાદૂરી સંપુર્ણ નિષ્ફળ જશે.

લોર્ડ એલ્યાઇન બી. નાં શબ્દોથી ડાક્ટર ક્યૂ ક્રોધિત થઇ ગયા. તેમની આંખમાંથી આગની ચીનગારીઓ નીકળવા લાગી. હોઠ થર થર કંપવા લાગ્યા. તે મોટાં સાદે ગર્જી બોલ્યા. કેમ કૂતરા ? તું લોભવશ થઇ ફસાયો, ને ઉલટો મને ગુનેગાર ઠરાવે છે ? હું તને એક કીડાની માફક પગતળે કચરી ધૂળમાં મેળવી દઇશ એ નથી જાણુતો ?

લોર્ડ એલ્યાઇન બી. ક્ષણભર ચૂપ રહ્યા. તેમને પોતાની સંકટપૂર્ણ હાલત તત્કાળ યાદ આવી. તે સમજી ગયા, કે આ વખતે ક્રોધ પ્રકાશિત કરીશ, તો મારૂંજ આવી બનશે. આથી અતિ નમ્રપણે બોલ્યા હા. ખરેખર તમે શકિતશાલી છો. હું કુતરો—અરે કુતરા કરતાંયે

વધારે નીચ છું; નહિ તો તમારા ષડયંત્રમાં શા માટે જોડાત ? પહેલાં એ હું નહોતો જાણતો, કે તમારી સલાહ મુજબ ચાલવાથી મને આવી રીતે વિપત્તિમાં ફસાવું પડશે. ખેર જે થવાનું હતું, તે થઈ ગયું. હવે વિપત્તિથી બચવાને માટે જે રસ્તો હોય તે બતાવો; નહિ તો હું પોતે બચવાની યુક્તિ શોધી લઇશ. આ વખતે તમે ક્રોધ કરો એ ઠીક નથી.

એલ્યાઇન બીના આ કથનથી ડાકટર ક્યૂ સમજી ગયા, કે એ જુઠો ડર બતાવવાથી ખરી વસ્તુ સ્થીતી બાહર મુકી દેશે આથી તેઓ નરમ સ્વરથી બોલ્યા, હું તો તમને વારંવાર કહું છું, કે તમે શંકા ન ર્ક્યા કરો. ભય જેવું કશુંજ નથી હું ખાત્રી આપું છું, કે તમે મારી વાત ઉપર વિશ્વાસ રાખો.

ડાકટર ક્યૂને નરમ થયેલા જોઈ લોર્ડ એલ્યાઇન થોડા ગરમ થઇ બોલ્યા હવે હું તમારી કપટજાળમાં નહિ ફસાઉં. તમારી વાતોમા ફસાવાથી મારે માથે આપત્તિ આવી પડી છે. મારા કરતાં તમારો ગુહનો સો ગણો વધારે છે. જો પોલિસ મને ગીરફતાર કરે અને જેલમાં જવું પડે, તો હું એકલો જેલમાં જવાનો નથી તમને પણ સાથે લઈ લઇ જઇશ એ ખુબ યાદ રાખજો.

ડાકટર ક્યૂએ આનો જવાબ આપ્યો નહિ. તેમ આ પ્રકારના ભયથી તેમનાં મોંનો ભાવ પણ બદલાયો નહિ. તેણે થોડીવાર વિચાર કરી પોતાનું કર્તવ્ય નક્કી કરી લીધું પછી કહ્યું, આ આપત્તિમાંથી બચવાનો એક રસ્તો મેં શોધી કાઢયો છે.

લોર્ડ એલ્યાઇન બી. વ્યગ્રભાવથી બોલ્યા, બચાવ માટે તમે કયો રંસ્તો શોધી કાઢયો છે કહો ?

ડાકટર ક્યૂ ધીરે ધીરે એક કદમ પાછળ હટી ગયા. પછી પોતાનો જમણો હાથ ખીસ્સામાં નાખી જેવી રીતે ઉંદર પર બિલાડી

તાકી રહે છે, તેમ લોર્ડ એલ્યાઇન બી. તરફ જોવા લાગ્યા પણ મોંહથી કાંઇ બોલ્યા નહિ.

લોર્ડ એલ્યાઇન બિ. વ્યગ્રભાવથી ડાકટર તરફ જોઇ આવેશમાં બોલ્યો:—મારા બચાવનો ઉપાય જાણ્યા વિના હું કેવી રીતે સમંત થઈ શકું ? ખેર, તમે જે કર્યું તે પણ મેં મારા બચાવનો એક ઉપાય શોધ્યો છે.તે ઉપાય દેશ ત્યાગ છે. મેં શીઘ્ર ઈંગ્લાંડ છોડી દેવાનો સંકલ્પ કર્યો છે. પરંતુએ કામમાં તમારી સહાયતાની જરૂર છે હું જાણવા માગું છું. કે મને નાસી જવામાં મદદ કરશો કે નહિ ? આ વાત નિશ્ચિત છે, કે ડિટેકટીવોનું જુથ કાલેજ મારા ઘરને ઘેરી લેશે. જો કે તે મારૂં ઠેકાણું જાણતા નથી, પણ હું આ શહેરમાં કોઈ અજ્ઞાત વ્યક્તિ નથી. એ કલબમાં જઇને પણ મારો પત્તો મેળવી લેશે. ડીરેક્ટરીમાં પણ મારો પત્તો છાપેલો છે. જો કોઈ સાધારણ માણસ હોત તો તે છુપાઇને બચી શકત, પણ મારા જેવો મશહૂર માણસ શી રીતે બચી શકે ? હાય ! મેં કેવી ભયંકર ભૂલ કરી ! તમારી સાથે.........

લોર્ડ એલ્યાઇન બી.નાં આ શબ્દ સમાપ્ત થાય, તે પહેલાંજ ડા. ક્યૂએ શિકારી બિલાડાની પેઠે તરાપ મારી એક રૂમાલથી તેનું મોં બંધ કરી દીધું. રૂમાલમાંની તીવ્ર ગંધથી લોર્ડ સાહેબ બેહોશ થઈ ખુરશીમાં ઢળી પડ્યા. તેમની સમસ્ત ચેતના લુપ્ત થઇ ગઇ.

લોર્ડ એલ્યાઇનને મુર્છીત જોઈ ડાકટરે એક રસીથી તેના હાથપગ બાંધી દીધા કે જેથી ભાનમાં આવ્યા બાદ તે ઉઠી ન શકે તેનું મોં પણ રૂમાલથી સારી રીતે બંધ કરી લીધું.

ડાક્ટર ક્યૂ વૃદ્ધ હતા. એમનો દેહ દુર્બળ હતો, છતાં પણ બળ ઓછું ન હતું. તે રાક્ષસી શકિત ધરાવતા હતા.

લોર્ડ એલ્યાઇન બી. ને ખાંધ પર ઊંચકી ઓરડાની બાહર

ખુઝાવી તે નીચે ઉતરી આવ્યા

મકાન બહાર એક નાનું મેદાન હતું. મેદાનમાં ગાઢ અંધકાર હતો દરવાજો પસાર કરી તે આગળ આવ્યા. દરવાજા બહાર એમની બ્રુહામ ગાડી ઉભી હતી. ડાક્ટરને આવતા જોઇ બ્રુહામના ડ્રાઇવર જૂલીએ ગાડીનો દરવાજો ખોલી દીધો. ડાક્ટર ક્યૂ લોર્ડ એલ્બાઇન બી. નો અચેતન દેહ ગાડીની અંદર મૂકી સ્વયં ગાડીમાં બેસી ગયા. જુલીએ "સાઇરૂસ બેરી એવેન્યૂ" તરફ ગાડી હાંકી મુકી.

## પ્રકરણ ૧૦ મું.........................મહારાણીને બંગલે

બીજે દિવસે મિ. બ્લેક વિજયગઢની મહારાણીના એક સુસજ્જિત ઓરડામાં બેઠા હતા મહારાણી પાસેની એક ખુરશીપર વિરાજમાન હતાં. સામેની ટેબલપર પેલી **હાથીદાંતની પેટી** પડેલી હતી. મહારાણી એક ચિત્તે મિ. બ્લેકની વાત સાંભળી રહી હતી.

મિ. બ્લેકની વાત પૂરી થયા પછી મહારાણી એમના મોં તરફ જોઈ બોલી, મિ. બ્લેક ! શું તમને એવી ખાત્રી છે કે મને કોઈ માદક પદાર્થ દ્વારા બેહોશ કરવામાં આવી હતી ?

મિ. બ્લેક ધીરે ધીરે બોલ્યા હા ! એમાં મને જરા પણ સંદેહ નથી ! પણ તમારા ટેબલ પર જે હાથીદાંતની પેટી છે તે તમને ભેટ તરીકે કોણે આપી તેનું નામ જાણો છો ?

મહારાણી લક્ષ્મીબાઇએ એ પેટી નજર કરી પેટીનું ઢાંકણું ખુલ્લું હતું. રૂમાલનો થોડો ભાગ બહાર દેખાતો હતો; મહારાણીએ એ રૂમાલને બહાર કાઢયો ન હતો. છતાં એમાં જે એક પ્રકારની તીવ્ર—ઉગ્ર ગંધ હતી, તે આ સમયે બિલકુલ ન હતી. મહારાણી થોડીવાર ચૂપ રહી બોલ્યા એનું નામ મને હમણાં યાદ આવતું નથી. પણ 'આલ્ટર બી.'

કે એવુંજ કાંઈ નામ હતું. છતાં જો આપ એનું નામ જાણવા માગતા હો, તો તમે **એડમિરલ સર ચેમ્બરલેને** પત્ર લખી પૂછો. પરંતુ **આ પેટી જોતાં સાથે હું બેહોશ થઇ ગઈ તેને શો સંબંધ છે?** એ હું સમજી શકતી નથી. મેં "બૉલડેન્સ"માં જે જે પરોણાઓને નિમંત્રણ કર્યાં હતાં, તેઓ સઘળાં ખાનદાન કૂળનાં માણસો છે, તેઓમાંથી કોઇએ પણ **ચંદ્રહાર** ચોર્યો છે, એમ મનાય નહી.

મી. બ્લેક હસીને બોલ્યા, **મહારાણી સાહેબ!** તમારા એ હારની શી કિંમત હતી?

મહારાણીએ કહ્યું, **દશ લાખ રૂપિયા!**

બ્લેક, હું કબુલ કરૂં છું કે તમારે ત્યાં આવેલા લોકો ઉચ્ચ-કુળના હતા. પરન્તુ ઉચ્ચકુળમાં શું ચોરનો જન્મ થતો નથી? સંસારમાં એવાં ઘણાં મનુષ્યો છે કે જે દસ લાખ રૂપિયાનો લોભ જતો કરી શકતા નથી. ઉચ્ચકુળમાં પણ એવા મનુષ્યોની સંખ્યા ઓછી નથી.

મહારાણીઃ **તમારી વાત ખરી યે હોય ચોરાયલો હાર પુનઃ મળશે, એ અસંભવિત છે, છતાં તમારા ઉપર મારો વિશ્વાસ બેસે છે. મને જો એ ચંદ્રહાર ફરી મેળવી આપશો, તો હું તમારી જિંદગી પર્યંત આભારી રહીશ. એ ચોરની શોધ કરવા માટે હું જેટલા જોઇએ તેટલા પૈસાની મદદ કરવા** તૈયાર છું. અને હું એ ચંદ્રહાર વિના મારે દેશ જાઉં તો મારે અપમાનિત થવું પડે એમ છે. કારણ—એ હાર મારી સંપત્તિ નથી. પણ **વિજયગઢ**ની રાજકીય સંપત્તિ છે. જે જે રાણીઓ ત્યાં પટરાણી તરીકે હોય તેને પહેરવા માટેજ એ મળે છે. તે અનુસાર મને પણ આ હાર મલ્યો છે. એનો હું **વ્યવહાર માત્ર કરી શકું પણ કોઇને આપી શકુ નહી.**

મિ. બ્લેકઃ નૌકા વિભાગના સેનાધ્યક્ષનું નામ ઠામ પૂછી ત્યાંથી ચાલ્યા ગયા.

સેનાપતિ એડમિરેલ સર ચેમ્બરલે પીકાડેલીમાં રહેતા હતા. ત્યાંની એક કલબમાં **તેમને મળી મિ. બ્લેકે લોર્ડ એલ્યાઇન બીનું નામ ઠામ લઈ લીધું.**

મિ. બ્લેક ઘેર આવ્યા, ત્યારે સ્મિથ પણ હાજર હતો. મિ. બ્લેકે ચીરૂટ પીતાં પીતાં સ્મિથને કહ્યું, પ્રિય સ્મિથ ! હું આ સમયે એક ગુંચવણમાં આવી પડયો છું હું જે વ્યક્તિને ગીરફતાર કરવા ચાહું છું, તેનો ઓર્ડર મેજીસ્ટ્રેટ આપશે એવી મને આશા નથી. વળી ફક્ત સંદેહનેજ વશ થઇ કોઇને ગીરફતાર કરવો એ પણ ઠીક નથી. ખરી વાત એ છે, કે મહારાણી સાહેબનો ચંદ્રહાર ચોરાઇ ગયો છે. હવે ચોરી થઇ તે વેળા મહારાણી બેહોશ હતી; પણ મહારાણી તે બેહોશીની વાતનો અસ્વીકાર કરે છે. મને આ ઘટના એક યાહુદી વસ્ત્ર વેચનાર વેપારીએ એક સ્ત્રીના સંબંધી કરી હતી તેવીજ લાગે છે, હું ધારૂં છું કે મહારાણીની ચેતના શકિત કોઈ ઉગ્ર માદક વસ્તુની ગંધથી લુપ્ત થઈ ગઈ હતી.

સ્મિથ—આપે અનુમાન લગાડી અનાયાસે ઘણી ચોરીયો પકડી છે. આથી લોર્ડ એલ્યાઈન બી. ને આ સંબંધી પુછપરછ કરશો. તો કાંઈક બાતમી મળી આવશે.

મિ. બ્લેક સ્મિથને લઈ લોર્ડ એલ્યાઇન બી. ના મકાને ગયા દરવાજો ખુલ્લોજ હતો. મિ બ્લેક અંદર ચાલ્યા ગયા. ત્યાં ખમીસ પહેરેલો એક યુવક એક ઓરડામાંથી બીજા ઓરડામાં જતાં મિ. બ્લેકને જોઈ અત્યંત વિસ્મિત થયો. મિ. બ્લેક સમજ્યા, કે આ યુવકજ લોર્ડ એલ્યાઈન બી. નો નોકર છે.

યુવક કાંઈ કહે તે પહેલાંજ મિ. બ્લેક બોલ્યા, ગુડ મોર્નિંગ! મી; લોર્ડ એલ્યાઇન બી. છે કે?

યુવક—"નહિ સાહેબ!"

મિ. બ્લેક—હું એક બહુ જરૂરના કામ માટે એમને મળવા આવ્યો છું. આ લ્યો મારા નામનો કાર્ડ—આટલું કહી મિ. બ્લેકે તે યુવકના હાથમાં પોતાના નામનો એક કાર્ડ આપ્યો. તે પર મિ. બ્લેકનું નામ છાપેલું હતું. તે જોઇને યુવક વિસ્મય થઇ તેમના મોં તરફ જોવા લાગ્યો; કારણ કે મિ. બ્લેકનું નામ તેને સારી રીતે જાણીતુ હતું. તેણે ડરતાં ડરતાં પુછ્યું—શું મામલો છે સાહેબ? શું કાંઈ નહી બનાવા જોગ બનાવ તો બન્યો નથી ને!

મિ. બ્લેક—નહિ. એવું કાંઇ નથી. હું માત્ર તમારા માલિક સાથે એક કામ સંબંધી વાતચીત કરવા આવ્યો છું. શું! તમોને એ ખબર છે કે તેઓ કાલે રાતે કેટલે વાગ્યે ઘેરે આવ્યા હતા......?

નોકર—તેઓ કેટલે વાગે ઘેર આવ્યા હતા. તે હું જાણતો નથી. હું અહીં ન હતો સહવારમાં આવ્યો ત્યારે તે ન હતા. તપાસ કરતાં તેઓ રાત્રે અહે સુતા હોય તેમ માલમ પડતું નથી. તેમજ કપડાં મુકવાની જગ્યાએ તેમનો ઓવરકોટ કે ટોપી પણ દેખાતાં નથી, છતાં ઘરમાં રાત્રે કોઇ આવી ગયું હોય એમ લાગે છે કારણ કે ત્યાં બિછાવામાં આવેલી કાર્પેટ અને ટેબલ પર બુટના ડાગ પડેલા છે. પણ તે લોર્ડના બુટના હોય તેમ દેખાતું નથી પણ કોઇ બીજાજ માણસના હોય તેમ મને લાગે છે.

આ સાંભળી મિ. બ્લેક સ્મિથ સાથે તે ઓરડામાં પ્રવેશ કર્યો. બિછાનાંની પરીક્ષા કરતાં જણાયું, કે તેના પર રાતે કોઇ સૂતું ન હતું. પછી ઝરૂખા પાસે જઇ ટેબલ આગળ જોતાં મિ. બ્લેકને જણાયું,

કે લાકડાના સુંદર ટેબલ ઉપર ત્થા તેની બાજુમાં પાથરેલી કાર્પેટ પર કોઈના બુટના ડાઘા પડેલા છે. એ ડાઘા જોઇ તે સમજી ગયા, કે બૂટની સાઇઝ બહુ મોટી નથી.

મિ. બ્લેકે નોકરને પૂછ્યું, તારા શેઠ કેટલા નંબરનો બૂટ પહેરે છે? નોકરે જવાબ આપ્યો—નવ નંબરનો. મારા શેઠ એક સારા જંગી જુવાન છે. સ્મિથે ગજવામાંથી એક ફુટપટી કાઢી ટેબલ પર પડેલા બૂટના ડાઘને માપવા લાગ્યો. તે બોલ્યો. એ તો છ નંબરના બૂટનો ડાઘ છે.

બ્લેક બોલ્યા—બૂટની એડી આ ખડકી તરફ છે. તેથી આવનાર એ તરફથી આ ટેબલપર પગ મૂકી આવ્યો છે દરવાજેથી નહિં,

ખડકી આગળ પડદો નાંખેલો હતો. મિ. બ્લેકે પડદો સરકાવી બહારની તરફ જોયું, તો જણાયું કે તે મકાનની છત સાથે બીજા મકાનની છત મળેલી છે. આથી બહારથી આવનાર બીજા મકાનની છતપર થઈ લોર્ડ એલ્યાઇન બી. ના મકાનમાં આવી શકે એમ હતું;

મિ. બ્લેકે આગળ વધી જોયું, કે છતની ઉપર થોડી માટી પડેલી છે. તેના પર પણ બૂટના ડાઘ છે એ ડાઘ પણ ટેબલપરના ડાઘ જેવાજ હતા.

મિ. બ્લેક:—સ્મિથ! આવનાર ગમે તે હો પણ તે જરૂર આ છતપરથી આવ્યો છે. ડાઘ જોવાથી તે લોર્ડ એલ્યાઇન બી. ના બૂટના ડાઘ હોય, એમ લાગતું નથી. પરન્તુ આપણે આવનાર કોણ હતુ, તેની સાથે શી મતલબ? આપણે તો લોર્ડ એલ્યાઇન બી. ની શોધમાં આવ્યા છીએ આમ કહિ. મિ. બ્લેકે બીજા ઓરડામાં પ્રવેશ કર્યો. વીજળીનો લેમ્પ હજી સળગી રહ્યો હતો. ખડકી પાસે જઇ તેનો પડદો હઠાવતાંજ સૂર્યના પ્રકાશથી આખો ઓરડો પ્રકાશિત થઇ ઊઠયો.

આ ઓરડામાં એક ખુરશીની પાછળ લોર્ડ સાહેબનો એક કોટ

લટકી રહ્યો હતો. ટેબલપર એક કાચનો ગ્લાસ, ને તેમાં થોડો શરાબ પણ શિલકમાં હતો. લોર્ડ એલ્યાઇન બી. એ મીજલસમાંથી આવી શરાબ પીને ગ્લાસ ત્યાંજ મૂક્યો હતો, જે ખુરશી ઉપરથી મુર્ચ્છિત થયેલા એલ્યાઇન બી. ને ડાક્ટર ક્યૂ લઈ ગયા હતા, તે ખુરસીની પાસે મિ. બ્લેક ગયા.

મિ. બ્લેકે ખુરશીને પોતાના તરફ ખેંચી, એટલે તેના પરથી એક શીશી જમીન પર પડી ગઈ. સ્મીથે તે શીશી ઉપાડી મિ. બ્લેકના હાથમાં આપી. મિ. બ્લેકે શીશીની પરીક્ષા સાવધાનીથી કરી. શીશી ખાલી હતી, પણ એમાં શું હતું ? એ નક્કી થઈ શકયું નહિ. આથી તે સ્મિથને કહેવા લાગ્યા, મારૂં અનુમાન છે, કે આ શીશીમાં કોઈ ઝેરી પદાર્થ હતો. આ શીશીની બનાવટ પણ સાધારણ શીશી જેવી નથી. એ શીશીમાં શું હતું, એ વાત રસાયનિક પરીક્ષા દ્વારા જાણી લેવી, એ કાંઇ કઠણ વાત નથી. એ શિવાય રહસ્ય ભેદમાં સહાયતા મળવાનો અસંભવ છે. આટલું કહી મિ. બ્લેકે શીશી ગજવામાં મૂકી દીધી.

મિ. બ્લેકે નોકરને કહ્યું, તું કહે છે કે મારા શેઠનો ઓવર કોટ અને ટોપી અહીં નથી પણ સંભવીત છે કે તારી ગેરહાજરીમાં તે બીજા ઠેકાણે પણ મુકયા હોય.

નોકર બોલ્યો. પહેલાં મને પણ એ વિચાર આવ્યો હતો કપડાં મુકાતાં હતાં, તે બધી જગ્યાએ મેં તપાસ કરી પણ ત્યાં નથી.

મિ. બ્લેક ક્ષણભર ચિંતા કરી સ્મિથ તરફ જોઇ બોલ્યા, મને તો એમ લાગે છે, કે રાતે લુટારાઓ આવ્યા હશે અને તે કદાચ લોડ એલ્યાઇન બી. ને પકડી ગયા હોય. પણ એ પછી શું થયું કે શું ન

થયું તે કાંઇ જણાતું નથી. શીશી જોવાથી જણાય છે, કે કોઇ ઔષધીના પ્રયોગથી તેમને બેહોશ કરવામાં આવ્યા હશે. અથવા તો કોઇપણ કારણથી તે ઘર છોડી ચાલ્યા ગયા છે, એવું મારૂં અનુમાન છે.

સ્મિથ—મને તો કાંઈપણ સમજ પડતી નથી.

મિ. બ્લેક સ્મિથની સાથે લોર્ડ એલ્યાર્ઇન બી. ના મકાનમાંથી પાસેજ બીજું મકાન હતું, તેમાં ગયા. એ મકાનની મરામત થતી હતી. ત્યાં માટી, કાંકરી, છો ચુનો વગેરે પડયું હતું. મિ. બ્લેકે જોયું, કે તે ચીજો પર પણ બૂટના ડાઘ હતા. હવે એ વાત ચોખ્ખી થઇ ગઇ, કે આવનાર આ મકાનમાંથીજ લોર્ડનાં મકાનમાં આવ્યો હતો.

સ્મિથ ઉત્સાહ પૂર્વક આ બૂટના ચિન્હને માપવા લાગ્યો. તેને જણાયું, કે લોર્ડ એલ્યાર્ઇન બી. ના ટેબલપરના બૂટના ડાઘનો આકાર આ ચિન્હની બરોબરજ હતો. બંને ડાઘ એકજ બૂટનાં છે, એમાં, સંદેહ નથી. બંને ચિંતાકુલ ચિત્તથી બહાર નીકળ્યા. મિ. બ્લેકે સ્મિથને કહ્યું. હું ઘેરે જાઉં છું. તું અહીં નજીકમાં છુપાઇ રહી લોર્ડ એલ્યાર્ઇન બી. કયારે આવે છે તેની તપાસ કર તેને ઓળખવામાં તને જરા પણ અડચણ પડશે નહિ. તે એક સારો જુવાન અને સુંદર પુરૂષ છે.

સ્મિથે કહ્યું, તેને ઓળખી તો શકીશ, પણ જોઇને શું કરવું ?

બ્લેક—તેને તું હયાં આવતા જુએ તો મને ટેલીફોન કરજે. કદાચ જો હું બહાર નીકળી ગયો હોઇશ, તો પણ એવો બંદોબસ્ત કરી જઇશ, કે મને તારી ખબર મળવામાં વિલંબ થશે નહિ.

મિ. બ્લેક ત્યાંથી લેસેષ્ટર સ્કવેરમાં ગયા ત્યાં એક દવા વેચનારની દુકાન હતી. દુકાનદાર પોતાની સામેના ટેબલપર એક કાગળ મૂકી કાંઇ લખતો હતો, તેણે મિ. બ્લેકને જોતાંજ ઊઠી તેનું સ્વાગત કર્યું.

મી૦ બ્લેક હસીને બોલ્યા, ગુડ મોર્નિંગ મી૦ સ્ટેલી !

આજે હું ફરી તમને તસ્દી આપવા આવ્યો છું

સ્ટેલિએ વીનયપુર્વક કહ્યું, એ તસ્દી છે કે મારા ઉપર દયા છે! કહો સાહેબ આપનો શો હુકમ છે! પધારો.

સ્ટેલિ એક પ્રસિધ રસાયનિક દ્રવ્ય વિક્રેતા હતો. અને રસાયન શાસ્ત્રમાં પણ એનો થોડોઘણો પ્રવેશ હતો રસાયન દ્રવ્યની પરીક્ષા કરવામાં એની શક્તિ અસાધારણ હતી

મી૦ બ્લેક પોતાના ગજવામાંથી એક કાચની શીશી કાઢી આપી કહ્યું. આમાં શું હતું તે કૃપા કરીને તે શોધી આપો! વિલંબ કરવાથી મારૂં ઘણું કામ બગડે એમ છે.

સ્ટેલીએ તે શીશી તપાશી જોઇ તેને માલમ પડયું કે તેમાં કોઇ પીળા રંગનો પદાર્થ હતો. મી૦ બ્લેક દુકાનમાંની ચીજોને બેઠા બેઠા જોતા હતા લગભગ એક કલાક સુધી તેની પરીક્ષા કરી સ્ટેલિએ માથુ ફેર્યું ફરી મિ. બ્લેકને કહ્યું, એમાં તામ્રકુટના જેવો કોઈ ઝેરી પદાર્થ હતો; પણ તેનું નામ કહેવું કઠણ છે. પરંતુ એ નક્કી છે કે એ કોઇ ઉદ્‌ભિજ્જ વિષ હતું. એની પરીક્ષા હું એક બીજા પ્રખ્યાત રસાયનિક પાસે કરાવીશ. તે મારા કરતાં બહુ હોશિયાર છે. વિષના પ્રતિકારના સંબંધમાં એના જેવી અભિજ્ઞ વ્યક્તિ આખા લંડનમાં નથી.

મિ. બ્લેક ઉત્સુકતા ભર્યા સ્વરમાં પુછ્યું, એમનું નામ?

સ્ટેલિ—ડાક્ટર ફ્રાંસિસ કયૂ. તે સેંટશાયર હોસ્પીતલના મુખ્ય ડાક્ટર છે; સ્ટેલિની વાત સાંભળી મિ. બ્લેક અજાયબીથી બોલ્યા, તે તો ઘણા અદ્‌ભુત માણસ છે બીજા એક માણસે પણ મને એમની પાસે જવાની સલાહ આપી હતી.

ઉપર્યુક્ત શબ્દોએ સ્ટેલિના કાનોમાં પ્રવેશ કર્યો નહિ. તે ફરી કહેવા લાગ્યો, તમે જો ખરી વાત જાણવા માગતા હો, તો ડાકટર કયૂની પાસે જાઓ.

મિ. બ્લેક બોલ્યા, ઠીક ત્યારે હું ત્યાંજ જાઉં છું. આ શીશીમાં શું છે તે જાણવાને હું બહુ આતુર છું.

પછી મિ. બ્લેક પબ્લિક ટેલિફોન ઓફિસમાં ગયા. ત્યાંથી ટેલિફોન કરી તેમણે પોતાની પરિચારિકા મિસ બોર્ડલને સ્મિથ સંબંધી પૂછ્યું. મિસ બોર્ડલે ઉતર દીધો, કે સ્મિથનો કોઇ ટેલીફોન હજી સુધી આવ્યો નથી.

ટેલીફોન ઓફિસનો પરિત્યાગ કરી મિ. બ્લેક ભાડાની ગાડીમાં જઇ બેઠા. કોચમેનને સેન્ટ શાયર હોસ્પીતલ તરફ ગાડી ચલાવી.

યથા સમયે ગાડી સેન્ટશાયર હોસ્પીતલ આગળ આવી ઉભી રહી. મિ. બ્લેક ગાડીમાંથી ઉતરી હોસ્પીતલના હોલમાં પ્રવેશ કર્યો. દરવાનને પોતાના નામનો કાર્ડ આપી ડાક્ટર ક્યૂની પાસે લઇ જવા કહ્યું.

થોડીવાર પછી એક ભદ્ર માણસે આવી કહ્યું સાહેબ, ડાક્ટર ક્યૂ બહાર ગયા છે હમણાંજ આવશે. હું પણ આ હોસ્પીતલનો એક ડાક્ટર છું. મારૂં નામ ડોક્ટર કોલિયર છે. તમે મને ઓળખતા નથી, પણ હું આપને ઓળખું છું. આવો પધારો !

મિ. બ્લેક ડાક્ટર કોલિયરની સાથે શેકહેન્ડ કરી તેની સાથે એક ઓરડામાં પ્રવેશ કર્યો. આ ઓરડો ડાક્ટર ક્યૂનો ખાસ ઓરડો હતો. ઓરડામાં ગાદીવાળી ખુરશીઓ ગોઠવેલી હતી. મિ. બ્લેક એક ખુરશી પર બેસી ગયા ઓરડાની વચ્ચો વચ્ચ સગડી બળતી હતી. ડાક્ટર કોલિયર પણ એક ખુરસી પર બેસી મી. બ્લેક સાથે વાતો કરવા લાગ્યા. થોડી મિનિટ પછી એક નર્સે તે ઓરડામાં આવી ડાક્ટર કોલિયરને કહ્યું, હમણાં એક જખમી–દરદી આવ્યો છે. તમે તેને જોઇ શકશો ?

તેને હકારમાં જવાબ આપી ડાક્ટર કોલિયર બ્લેકની અનુમતિ લઇ ત્યાંથી ચાલ્યા ગયા. મિ. બ્લેક એકલા તે ઓરડામાં બેસી ત્યાંનું ફરનીચર જોવા લાગ્યા. ઓરડાની દિવાલો સાથે કેટલાયે કબાટો હતાં.

તેમાં તરેહ તરેહની "ટેસ્ટટ્યુબ" (શીશીઓ) હતી જોતાં જોતાં એગનાં દ્રષ્ટિ એક જગ્યા પર સ્થીર થઇ ગઇ. તે તરત ખુરસી પરથી ઉભા થઇ ગયા તેમણે જોયું કે કબાટની આલ્મારીપર તરેહ તરેહની શીશીઓ મૂકેલી હતી. તેના પર થોડી થોડી ધૂળ જામી ગઇ હતી. મી. બ્લેકે ફરીથી જોયું. તો આલ્મારીમાં એક શીશીની જગ્યા ખાલી છે તેમણે સહસા પોતાના ગજવા માંની શીશી કાઢી. તેને તેખાલી જગ્યા એ મુકી જોઇ શીશી ત્યાં બરાબર ગોઠવાઇ ગઇ. તે શીશીનો આકાર પણ ત્યાં રાખેલી બીજી શીશીઓના જેવોજ હતો!

તેમણે તે શીશી પાછી ઉઠાવી લઇ પોતાના ગજવામાં મુકી દીધી અને પાછા ખુરસીપર આવીને બેઠા.

મી. બ્લેકના મનમાં એક નવીન સંદેહનો ઉદય થયો. થોડીક સેંકડ પછી દરવાજો ખુલવાનો અવાજ સંભળાયો તેમણે તે તરફ જોયું. તો આવનાર ડાકટર કયુ હતા.

ડાકટર કયુ મિ. બ્લેકને ખુરસી પર એકલા બેઠેલા જોઇ ગંભીર મુખથી હાસ્ય કરતાં ધીરે ધીરે તેમની પાસે ગયા. જમણો હાથ લાંબો કરી કહ્યું, મિ. બ્લેક! અનાયાસે તમારાં દર્શન થવાથી હું ઘણો રાજી થયો છું. હું એક જરૂરી કામને માટે બહાર ગયો હતો. તમને કાંઇ અડચણ તો નથી પડી ને? મિ. બ્રાગલીએ મને લખ્યું હતું કે તમે મળવા માટે આવનાર છો. આથી તમારાં આવવાની મને આશા હતી.

મિ. બ્લેક ખુરસી ઉપરથી ઉઠ્યા ડાકટર કયૂની સાથે શેકહેન્ડ કરી ડાકટરનાં હસ્તસ્પર્શથી એમના સમસ્ત શરીરમાં જાણે વીજળીનો ઝટકો લાગ્યો તેમણે વિચાર્યું કે મનુષ્યનો હાથ શું આટલો બધો ઠંડો હોય છે? તેમણે ડાકટરના મોં તરફ જોયું. મિ. બ્લેકને માલમ પડયું, કે ડાકટર મનુષ્ય નથી, પણ મનુષ્ય આકૃતિમાં ઢંકાયેલ કોઇ જંતુ છે.

ડાકટરે પૂછ્યું, તમે શું આલ્સવેરી સ્કવેરમાં બનેલાં બનાવ સંબંધી વાતચીત કરવા આવ્યા છો!

મિ. બ્લેક બોલ્યા: હા ડાકટર ક્યૂ! એ સંબંધીજ હું પૂછપરછ કરવા આવ્યો છું. મેં ઘણી શોધ કરી, પણ મને હજી સફળતા મળી નથી. છતાં જે કાંઇ બાતમી મળી છે, તે મુદ્દાસર મળી છે.

ડાકટર ક્યૂ: બોલ્યા—ખરેખર! શી બાતમી મળી છે કહો?

મિ. બ્લેકે એકવાર ડાકટરના મોં તરફ જોયું. ડાકટર આ સમયે હાથની બન્ને કોણીયોને મેજપર રાખી નીચી દૃષ્ટિથી કાંઈ વિચાર કરી રહ્યા હતા. મિ. બ્લેકની સાથે એમની આંખ મળતાંજ તેમણે ફરીથી પૂછ્યું. તમે શી બાતમી મેળવી છે એ કહ્યું નહિ?

મિ. બ્લેકનો સંદેહ વધતો ગયો. મહારાણી લક્ષ્મીબાઈની મીજલસમાં રેલીંગ પાર કરી નાશી જતાં ચોરની સાથે ક્ષણભર જે દૃષ્ટિ મેળાપ થયો હતો, તે ચંચળ દૃષ્ટિ બ્લેકની સ્મૃતિપટપર અંકાઇ ચુકી હતી. ડાકટર ક્યૂના નેત્રોને જોઇ તેમની ખાત્રી થઇ, કે તે ડાકટરજ હતાં તે બોલ્યા—હું કેવળ એટલોજ પત્તો મેળવી શકયો છું, કે આલ્સવેરી સ્કવેરમાંથી જે સ્ત્રીઓ બેહોશ મળી આવી હતી, તેને કોઇ દુષ્ટ માણસે કોઇ માદક પદાર્થ સુંઘાડી બેહોશ કરી હતી, પરંતુ બેહોશ કરવામાં તેનો શો ઉદ્દેશ હતો, તે હું હજી સમજી શકયો નથી.

ડાકટરે હસીને મજાક કરતાં ભાવથી કહ્યું–ખરેખર તમારી આ શોધમાં થોડી ઘણી બહાદુરી માલમ પડે છે.

મિ. બ્લેક—મારી તપાસમાં બહાદુરી ભરેલી છે કે કેમ એનો આપ બધી હકીકત સાંભળ્યા પછી અસ્વિકાર કરી શકશો નહિ. તમને કહેવામાં મને કાંઇ ડર નથી. મેં એક સ્ત્રીનો પત્તો મેળવી તેની સાથે ઘણી વાતો કરી. તેમાં તેણે કહ્યું હતું, કે કોઇ દુષ્ટ માણસે તેના હાથમાં

સુવર્ણ-જડિત એક બેગ આપી હતી, તે એવી સુંદર હતી કે જ્યારે તે બેગ તેણે મને દેખાડી, ત્યારે મારી પણ ઇચ્છા થઇ...........

મી. બ્લેક ડાક્ટર ફ્યુના ચહેરા તરફ જોઇનેજ વાતો કરી રહ્યા હતા. ડાક્ટરના મુખનો ભાવ જોવો એજ એમનો મુખ્ય ઉદ્દેશ હતો. તે પાર પાડ્યો. તેમણે જોયું કે ડાક્ડર ફ્યુ ઉપલી વાતો સાંભળી સહસા મોં ફેરવી ખૂણાંમાં રાખેલી **લોઢાની પેટી** તરફ ઉદ્વેગ પૂર્ણ દ્રષ્ટીથી જોવા લગ્યા. પરંતુ તે એકજ ક્ષણજ ! પરંતુ મી. બ્લેકને માટે એ એકજ ક્ષણ બસ હતી!

ડાક્ટર ફ્યુએ દ્રષ્ટી ફેરવી બીજીવાર મી. બ્લેકના મોં તરફ જોયું ત્યારે તેમના નેત્રોમાં આનંદ અને વિજયભર્યાં ભાવનાં-ચિન્હ જોયાં. મી. બ્લેક ખુરસી પર બેસી મનમાં ને મનમાં હસી રહ્યા હતા. છતાં એમની કૌતુક પૂર્ણ નેત્રોની દ્રષ્ટી અત્યંત શાંત હતી

ક્ષણભર ડાક્ટરનું મોં ક્રોધથી લાલ થઇ ગયું. તે પોતાના પરાજયને સારી રીત જાણી ગયા. તેમણે વિચાર્યું કે મેં આટલી ચંચળતા એને શા માટે બતાવી! મેં ઘણીજ મૂર્ખતા કરી બીજા ડીટેક્ટીવો જેવો આ મુર્ખ નથી, તે ચોખ્ખું જણાય છે. ડાક્ટર ફ્યૂ આત્મ સંવરણ કરી ધીમે સ્વરે બોલ્યા, તમે શું કહ્યું ? તે યુવતીના હાથમાં કોઇ અપરિચિત માણસ એક બેગ આપી ગયો હતો ? પણ આ વાત પર મને વિશ્વાસ બેસતો નથી આવી અજાયબ વાત મેં કદી સાંભળી નથી.

મિ. બ્લેક સ્થિર સ્વરથી બોલ્યા, શું પૃથ્વીમાં અન્યાયથી ભર્યાં કામોનો કાંઇ ઇજારો છે ! તમારા અને મારા મનમાં જે વાત અજાયબ લાગે તે બીજાને સ્વાભાવિક લાગે ! તે યુવતી એક ગરીબ કન્યા છે. તેની આર્થિક અવસ્થા ઘણીજ શોચનીય છે, આવી અવસ્થામાં કોઇ દુષ્ટ

માણુસ, ખરાબ શંકલ્પની સિદ્ધિ માટે તેને ચોરી કરવાનો લોભ આપે, તો તેમાં અજાયબ થવાનું શું કારણ ? વિશેષતઃ જે ઔષધીના પ્રયોગથી તેને બેહોશ કરવામાં આવી હતી, તે ઔષધિ શી હતી, તે તમે નક્કી કર્યું ?

ડાકટર ક્યૂ—હા, તે એક ઉગ્ર વિષ છે. મેં પૂરેપૂરી તપાસ કરી નથી; છતાં હવે એવી કોઈ બીના બનશે, તો પૂરતી તપાસ કરીશ.

મિ. બ્લેક હવે વધારે વખત ગુમાવવો એ વગર જરૂરનો સમજી ઊઠી ઊભા થયા; કેમકે આ અલ્પ સમયમાંજ તેમણે જોઇતી સફળતા પ્રાપ્ત કરી લીધી હતી. તે ખુરસી પરથી ઊઠતાં બોલ્યા—મેં જેટલી બાતમી મેળવી છે. તે તમને કહી, હવે પછી જે જણાશે તે હું મિ. બ્રાગલી દ્વારા તમને જણાવીશ. હું જાઉં છું, ગુડબાઈ!

ડાકટર ક્યૂ ઘંટડીની દોરી ખેંચતાં બોલ્યા, ગુડબાઈ! તમારી સાથે વાત કરવાથી મને આનંદ મળ્યો છે. આશા છે કે તમે હમેશાં મળતા રહેશો. ઘંટડીનો ધ્વનિ સાંભળી દરવાને ઓરડામાં પ્રવેશ કર્યો. મિ. બ્લેક ગયા, તે સાથેજ ડાકટર ક્યૂએ પોતાના ખાસ ઓરડાનો દરવાજો બંધ કરી દીધો !

મિ. બ્લેકના ગયા પછી ડાકટર ક્યૂએ શીઘ્રતાથી ઊઠી વક્ર દૃષ્ટિથી એકવાર બંધ દરવાજા તરફ જોયું. પછી તે ચંચળ ભાવથી ઓરડામાં ફરવા લાગ્યા. એમના નેત્રોમાં ઉદ્વેગની માત્રા ખૂબ વધેલી જણાતી હતી. તે બોલ્યા, એ ઘણો ચાલાક માણસ છે ! એ મારૂં રહસ્ય ક્યાં સુધી જાણી ગયો, તે કાંઇ સમજમાં આવ્યું નહિ. હવે હું જોઉં છું, કે મેં એની સાથે હરિફાઇમાં ઉતરવામાં બહુ ભૂલ કરી છે. ડીટેકટીવોની ચતુરાઈ સંબંધી મારો જે મત હતો, તે આ માણસને જોતાં ખોટો પડે છે. એનાં ચંચળ નેત્રો તિક્ષણ દૃષ્ટિ અને વિશાળ મસ્તક પરથી જણાય છે કે એ મહા બુદ્ધિશાળી છે. આવી પ્રતિભાશાળી

વ્યક્તિને સહેજમાં ઠગવી એ સહેલું કામ નથી.

પછી ડાકટર કયૂએ લોઢાની પેટીમાંથી એક નાની સરખી બેગ કાઢી પોતાના ગજવામાં મૂકી પેટી ફરી બંધ કરી. મિ. બ્લેક સાથેની વાતચિત પરથી. તે એટલું તો નક્કી જાણી ગયાં કે મારી ઉપરજ એને સંદેહ છે. પણ ખરી વાતનો પત્તો મેળવવો એ એક અઘરો સવાલ છે કેવળ સંદેહને વશ થઈ મારા જેવા આબરૂદાર માણસને ચંદ્રહાર ચોરવાના આરોપસર ગુન્હેગાર ઠરાવવો એ બનવા જોગ નથી! પણ એનાથી ચેતના રહેવું પડશે એ મારા પર આજથીજ નજર રાખશે. હું પણ તેના પર નજર રાખીશ. છેવટે માર પર આફત આવી પડે એ નક્કીજ હોય, તો પછી એને તેજ સમયે પતંગીયાની માફક પીસી નાંખતા મને જરાયે વિલંબ લાગશે નહિ.

ડાકટરે પોતાના ચોર ગજવામાં હાથ નાંખી એક નાની થેલી કાઢી. તેમાંની ચીજને સંતોષ દૃષ્ટિથી જોઇ, આનંદ પામતા ચહેરે પાછી ગજવામાં મૂકી દીધી. તે મનમાંને મનમાં કહેવા લાગ્યા, આ થેલીમાં એ દશ લાખ રૂપિયાનો ચંદ્રહાર છુપાયલો છે. એ વાત જો એના જાણમાં એકવાર આવે, તો એ શુંનું શું કરી નાખે? ડાકટરના બંન્ને નેત્રો એકદમ ચમકી ઊઠયાં. ક્રોધથી કે લોભથી એ કહેવું કઠિન છે. ડાકટરે ક્ષણભર પણ ચંદ્રહારને ચોર્યા પછી પોતાની પાસેથી ખસેડયો ન હતો. રાતદિવસ તેને પોતાની છાતી પરજ રાખતા હતા. પોતાની અપૂર્વ શક્તિ સંપન્ન પિસ્તોલ પણ હર સમય સાથે રહેતી. વિજયગઢની મહારાણીનો કિમતી હીરાનો હાર ચોરીને ડાકટર સાહેબને કેટલો આનંદ થયો તે કહી શકાતું નથી. છતાં એમના મનમાં લેશમાત્ર પણ શાંતિ ન હતી. એ ખુલ્લુ દેખાતું હતું.

---

## પ્રકરણ ૧૧ મું..........................ગુન્હેગારની પાછળ

મી. બ્લેક સ્મીથ સાથે મહારણીના ચોરાયલા ચંદ્રહારના સંબંધમાં વાત કરતાં હતા. સાંજના ચાર વાગ્યા હતા.

સ્મિથ બોલ્યો સાહેબ, મને તો આ વાત અસંભવિત લાગે છે તમે જે કહો છો તે જો સત્ય હોય તો આખો બનાવ ગુંચવણ ભર્યો છે !

મી. બ્લેક:—હા પ્રથમ દ્રષ્ટિએ તે અસંભવિતજ લાગે છે તે માણુસ મોટી હોસ્પીટાલનો અધ્યક્ષ છે. સમાજમાં એક પ્રધાન મનુષ્ય છે. અસ્ત્ર ચિકિત્સામાં વિખ્યાત છે. એવો માણસ ચોરી કરે એ વાત પર એકદમ વિશ્વાસ ન બેશે એ ખરૂં છે. છતાં મારો પકકો વિશ્વાસ છે કે મહારાણીનો હાર ડાકટર કયુગેજ લીધો છે મેં મહારાણીના મકાનના ઓરડામાંથી રેલીંગ એળંગી થાંભલાની સહાયતાથી નીચે ઉતરતાં જેને જોયો હતો તે ડાકટર કયુ શિવાય બીજો કોઈ નહતો, એ શીવાય હોસ્પીતલમાં મળવા ગયો ત્યારે તેની ચંચળ વૃત્તિ દેખાઈ ગઇ હતી તેનાં બુટની પરીક્ષા કરતાં જણાયું હતું કે લોર્ડ એલ્યાઇન બી. ના ઘરમાં જે બુટના ડાઘ પડયા હતા તેવાંજ બુટ એનાં છે.

સ્મિથ:—ખરી વાત છે. પરન્તુ લોર્ડ એલ્યાઇન બી. ની સાથે આ ચંદ્રહારની ચોરીને શો સંબંધ ? એ મારા સમજવામાં આવતું નથી.

મિ. બ્લેક:—ધીરે ધીરે બધું સમજી જશો. હું સારી રીતે સમજી ગયો છું, કે લોર્ડ એલ્યાઇન બી. એ મહારાણીના હાથમાં હાથીદાંતની પેટી આપી હતી. લોર્ડ એલ્યાઇન બી. પણ એ બુઢ્ઢાનો મળતીયો છે એમાં જરાયે સંદેહ નથી. પરંતુ તેમાં લોર્ડ એલ્યાઇન બી. ગુન્હેગાર છે, કે કેમ તે હું નકકી કરી શંકયો નથી. લોર્ડ એલ્યાઇન બી. એ ડાકટર કયૂને પ્રત્યક્ષ રીતિથી સહાયતા કરી હતી,

તેની પાકી સાબીતી હું એકઠી કરી શક્યો નથી. આ વખતે મી. બ્લેકે ઘડિયાળ જોઇ સ્મિથને કહ્યું–ડાકટર ક્યૂ પાંચ વાગ્યા પહેલાં પોતાને ઘેર જવા હોસ્પીતલમાંથી બહાર નીકળતા નથી. તે મને ઓળખે છે, પણ તને ઓળખતા નથી. માટે તું બનાવટી વેશ લઇ તેની પાછળ પડ. તારા પર તેને વહેમ જશે નહિ. મારી ધારણા મુજબ તું છાપાં વેચનારનો વેશ ધારણ કર અને ડાકટર ક્યૂ ક્યાં જાય છે, શું કરે છે તેની ખબર મેળવ.

**સ્મિથ:**—અને તમે શું કરશો?

બ્લેક:—હું ? હમણાં તો સ્કોટલાંડ યાર્ડના થાણામાં જઈ ચોરનો કાંઈ પત્તો લાગ્યો કે નહિ, તેની ખબર કાઢીશ. સાંજ પહેલાં મહારાણીને મળી મેં કરેલી તપાસનો હેવાલ સંભળાવીશ. તું ડાકટર ક્યૂની હીલચાલ તપાસી જે જે વાતો જાણી શકે, તે મને તત્કાલ આવી કહેજે. કોઈ આફતમાં સપડાઈ જતો નહિ. સાવધાન રહેજે!............ ......

સાંજે પાંચ વાગે સેંટશાબર હોસ્પીટલની સામેના રસ્તાપર મલિન વેશધારી યુવક ડેલી પત્ર–ગુમમારી વેચી રહ્યો હતો તે ઉંચા સ્વરથી 'લડાઈના તાજા સમાચાર'–'જર્મનીનું પતન'–"પ્રધાન મંત્રીની સૌચ" આદિ મથાળાંની બુમો પાડી પેપરો વેચતો હતો. પણ તેની નજર હોસ્પીતલના દરવાજા પરજ હતી તે આપણો સ્મિથ હતો, પંદરેક મિનિટ પછી ડાકટર ક્યૂ બહાર જવાનો પોશાક પહેરી હોસ્પીતલમાંથી નીકળ્યા અનેઆજુબાજુ એક વાર નજર નાંખી ચાલવા લાગ્યા.

ગુપ્ત વેશી સ્મિથે ડાકટરને જોઇ જાણે તેમને જોયાજ નથી, એવો ભાવ ધારણ કરી લીધો. ડાકટર પણ નીચી દૃષ્ટિથી ચાલ્યા જતા હતા. એમની નજર કોઇના તરફ ન હતી. આથી એમણે પણ સ્મિથને જોયો નહિ. સ્મિથ દૂરનો દૂર રહી તેમની પાછળ આવતો હતો. પણ

તેની કોઇને ખબર નહતી. ડાકટર કયૂ બહુ ધીરે ધીરે જતા હતા. તે એઝવાયર રોડપર આવ્યા. પીકાડેલી હોટલ મુકી જરમન સ્ટ્રીટમાં પ્રવેશ કરી—ડાકટર આ રસ્તા પર આવેલા એક મકાનના દરવાજામાં થઈ સીધા અંદર ગયા; સ્મિથે તે સઘળું જોયું.

ડાકટર અદશ્ય થઈ ગયા પછી, સ્મિથ ધીરે ધીરે તે મકાનની પાસે જવા લાગ્યો. મકાનના દરવાજા પર પિત્તળના બોર્ડ પર લખેલું હતું—

**ડૉ; ફ્રાન્સિસ કયૂ.**

નામ નીચે એક લાઇન એમની ડીગ્રીના અક્ષરોની હતી. બોર્ડના નીચેના ભાગમાં મોટા ને કાળા અક્ષરોમાં લખ્યું હતું. "બીજે માળે."

સ્મિથ મનમાં બોલવા લાગ્યો, આ તો ડાકટરનુંજ મકાન છે, શું મિ. બ્લેકે એનું મકાન જોવા માટેજ મને પાછળ મોકલ્યો. હશે ? એનો પત્તો તો બીજી કોઇ રીતે પણ તુરત મેળવી શકાત. સાંજ પડી ગઈ હતી ૭ વાગી ગયા હતા. સ્મિથે વિચાર્યું, મિ બ્લેક સાત વાગે મકાન પર આવશે. આથી મકાન તરફ ન જતાં ત્યાંજ બેશવાનો તેણે સંકલ્પ કર્યો. સ્મિથને ત્યાં બેસવાનું ફળ મળ્યું. વિસેક મિનિટ પછી ત્યાં એક ગાડી આવી ઉભી રહી. ગાડીનાં પૈડાં રબર ટાયરના હતાં. ગાડીને જોઈ સ્મિથ જાણી ગયો, કે તે બ્રુહામ છે બ્રુહામને જોતાંજ સ્મિથનો ચહેરો એક પ્રકારના આનંદથી ખીલી ઉઠયો. સ્મિથનું હૃદય ચંચળ થઈ ઊઠયું. તે મનમાંજ બોલ્યો—સાહેબે મને જે ગાડીની વાત કહી હતી, તે આજ છે. આ ગાડીમાંજ તે દિવસે હાર ચોરી એ ભાગી ગયો હતો.

સ્મિથ હવે ત્યાં ઉભો ન રહ્યો. તે આગળ જઈ બીજા એક રસ્તાના નાકા પર આવ્યો. ત્યાં એક ભાડાની ગાડી જોઈ તે ગાડીના કોચમેનને પૂછયું ભાડે આવે છે ?

કોચમેને વ્હેમભરી દૃષ્ટિથી વેશધારી **સ્મિથ** તરફ જોયું. ફાટેલાં કપડાં પહેરેલાં છાપાના ફેરીવાલા છોકરાને ભાડે ઘોડાગાડી માંગતો સાંભળી તે હસવા લાગ્યો. કોચમેન ઘોડાની પીઠપર ચાબુક મારી બોલ્યો ભાઈ ગાડીમાં બેસવું એ પૈસાવાળાનું કામ છે તારૂં નહિ!

**સ્મિથ**—અરે, થોભ તો ખરો. મારી પાસે પૈસા છે કે નહિ, તે તું શું જાણે? આ જો! આમ કહી **સ્મિથે** પાકીટમાંથી ઝકઝકતી ગીની કાઢી બતાવી. સુવર્ણ મુદ્રામાં કેવી મોહિની શક્તિ હોય છે! કોચમેને તરત ગાડી રોકી દીધી, અને પૂછ્યું ક્યાં જવું છે સાહેબ!

**સ્મિથ**—જરમન સ્ટ્રીટના નાકા આગળ એક બ્રુહામ ઉભી છે, તમારે તેનો પીછો પકડવાનો છે. જ્યાં સુધી બ્રુહામ ક્યાંય જાય નહિ, ત્યાં સુધી થોડે દુર ઉભા ઉભા તેની રાહ જોયા કરવાની છે.

કોચમેન—જેવો હુકમ સાહેબ!

**સ્મિથ** પોતાનાં છાપાંઓ સાથે ગાડીમાં બેઠો. ગાડીનો દરવાજો બંધ થતાં ગાડી જરમન સ્ટ્રીટ તરફ આવી. વૈદ્યુતિક બ્રુહામની રાહ જોવા લાગી. તેણે જોયું કે ડાકટર ક્યૂ ઘરમાંથી નીકળી ધીરેધીરે બ્રુહામ પાસે આવ્યા. તેમનું આખું અંગ એક સુંદર કોટથી ઢંકાએલું હતું. માથાપર એક ટ્રેવલકેપ હતી. ટોપી આંખોની ઉપર સરકાવી ડાકટર બ્રુહામ પાસે આવ્યા, કે તરતજ જૂલીએ ગાડીનો દરવાજો ખોલ્યો. ડાકટર ગાડીમાં બેઠા તરતજ ગાડી ચાલી.

**સ્મિથે** કોચમેનને કહ્યું, જલદીથી બ્રુહામની પાછળ ગાડી દોડાવ પરંતુ **સાવધાન** બ્રુહામના ડ્રાઈવરને તારી ગાડી તેની પાછળ પડી છે, એવો જરાયે વ્હેમ પડવા દઈશ નહિ. મારૂં કામ બરાબર થશે, તો તને ભાડા ઉપરાંત ઇનામ પણ આપીશ.

લંડનના રાજપંથ પર જેટલા કોચમેનો ગાડી હાંકે છે, તેઓ

બહુ ચાલાક હોય છે. સ્મિથે જે ગાડી ભાડે લીધી હતી, તેનો કોચમેન પણ બુદ્ધિમાન હતો. તે દૂર દૂર રહી બ્રુહામની પાછળ ગાડી હાંકતો હતો. સંધ્યા સમયે લંડનનો રાજપંથ અત્યંત ભીડવાળો હોય છે તે ભીડને ચીરી બ્રુહામ શીઘ્રતાથી ચાલી જતી હતી.

બ્રુહામ મેડોવેલ નામના ગામમાં એક મકાનનાં કંમ્પાઉંડ પાસે આવી ઉભી રહી. બ્રુહામના ડ્રાઇવરે બત્તી સળગાવવાની દરકાર રાખી નહોતી આથી સ્મિથ વાળી ગાડી પણ વગર ફાનસે તેની પાછળ ચાલતી હતી. ઈનામના લોભથી તેણે પોલિસના ડરની પરવાહ કરી નહિ. ડાક્ટર ક્યૂની ગાડી પોતાના દ્વીતીય વાસ-ગૃહ આગળ આવી થંભી, સ્મિથની ગાડી પણ થોડે દૂર ઉભી રહી. આ વખતે સ્મિથે ગાડીમાંથી ઉતરી કોચવાનને કહ્યું શાબાશ ! તેં ઠીક કામ કર્યું. હું બહુ રાજી થયો છું. ભાડા અને ઈનામ તરીકે હું તને એક ગીની આપું છું.

કોચમેને આનંદથી હાથ લંબાવી ગીની લઈ સલામ કરી કહ્યું. સાહેબ? હું અહીં ઉભો છું-બીજો કાંઇ હુકમ ?

સ્મિથે કહ્યું—અહીં મારે એક કામ છે. કેટલો વખત લાગશે, તેની ખબર નથી. જેથી તારે જવું હોય તો તું જઇ શકે છે.

કોચમેન—મને બીજું ભાડું કાંઈ જલદીથી મળી આવે એમ નથી. માટે જો તમારી મરજી હોય, તો હું થોડોવાર તમારી રાહ જોઉં. હું આ બ્રુહામનો પીછો પકડવાની મતલબ સમજી ગયો છું. મને પણ જાણવાની ઇચ્છા થઇ છે, કે તમે શું કરી પાછા ફરો છો ?

સ્મિથ કોચમેનની વાત સાંભળી પ્રસન્ન થઇ બોલ્યો, ભલે તારી મરજી મને કાંઇ વાંધો નથી. કહી સ્મિથે ચાલવા માંડયું.

સ્મિથને થોડાંક પગલાં ચાલતાં જણાયું કે ડાક્ટર ઘરમાં પેઠા, વૈદ્યુતિક બ્રુહામનું ફાનસ સળગ્યું અને પાછી તે બીજે રસ્તે રવાના થઇ.

આ વખતે બહુ અંધકાર ન હતો. રસ્તાપર વીજળીના દીપક ધીમો પ્રકાશ આપી રહ્યા હતાં. સ્મિથે આગળ ચાલીને જોયું, તો તે મકાનના બહારના ભાગમાં એક બાગ હતો. સ્મિથે કમ્પાઉંડની પાસે જઇ બાગને સારી રીતે જોઈ લીધો બાગની વચ્ચે મકાનનો એક ભાગ નવો બંધાતો હતો. મકાન તરફ જોતાં સ્મિથને માલમ પડ્યું, કે પુરાતન ભાગના માળપર બીજા ઓરડામાં આરસા જડેલા હતાં જેનાં પ્રકાશનાં કિરણો સામો પ્રકાશ ફેંકી રહ્યાં છે. તે પ્રકાશમાં તેણે એક મનુષ્યની છાયા જોઈ. સ્મિથ તીક્ષ્ણ દૃષ્ટિથી તે છાયા તરફ જોતો આગળ વધ્યો. તેણે જોયું કે આરસામાંથી માણસનું કેવળ મોં અને બમોજ દેખાય છે. તે માણસે દાંતો વડે બત્તી પકડેલી હોય એમ લાગે છે!

આ અદ્‌ભુત દૃશ્ય જોઈ સ્મિથને નવાઈ લાગી. એ શું છે, તે તપાસવાની ઘણીજ ઇચ્છા થઇ, સાત ફુટ ઊંચો લોઢાનો દરવાજો ઓળંગ્યા વિના મકાનની અંદર જવાય એમ ન હતું. સ્મિથ દરવાજો ઓળંગવા તૈયાર થયો. સ્મિથ જેવા હૃષ્ટપુષ્ટ અને કસરતી યુવાનને તે દરવાજો ઓળંગી જવામાં અડચણ ન હતી, તે દરવાજો ઓળંગી અંદર ગયો.

સ્મિથે અંદર જઈ જોયું તો ચારે તરફ શુનકાર છે, મકાનનો જે ભાગ નવો બંધાતો હતો, તે તરફ જતાં તેને અડચણ પડવા લાગી. ક્યાંય રેતીનો ઢગલો તો ક્યાં ઇંટ, ક્યાંક છોનો ઢગલો તો ક્યાં ભાંગેલા પત્થરો. જેમ તેમ તે આગળ વધતો વધતો બાંધકામ માટે મુકેલી કામ ચલાઉ સીડી આગળ આવી પહોંચ્યો—અને અતિ સાવધાનીથી તે સીડીને રસ્તે માળના પાસેની પાળ ઉપર ચઢી ગયો.

તે પાળ ઉપર ચઢી જોતાં સ્મિથે પેલો ઓરડો પાસેજ જોયો ત્યાં એક માણસ મોંમાં બત્તી પકડી દર ક્ષણે હલાવતો હતો, તેના વાળ મસ્તકની આગળ વિખરાયલા હતા, તેના નેત્રોમાં ભયનાં ચિહ્ન સ્પષ્ટ

દેખાતાં હતાં, તે ઓરડાની વચ્ચે ઘુંટણ માંડી બેઠો હતો. તેના શરીર પર કાળો વેસ્ટકોટ હતો.

સ્મિથ મનમાને મનમાં બોલ્યો, ગુરૂજીએ મને લોર્ડ એલ્યાઇન બી. ના ચહેરાપર જે જે ચિહ્નો બતાવ્યાં હતાં, તે મુજબજ આનો ચહેરો માલમ પડે છે.

શું આ માણસજ લોર્ડ એલ્યાઇન બી. હશે? એણે દાંત વડે બત્તી કેમ પકડી છે? નહિ, અહીં લોર્ડ એલ્યાઇન બી. આવે ક્યાંથી? ધ્યાન પુર્વક જોતાં તેને એ પણ જણાયુ કે તે માણસના હાથ–પગ બાંધેલા છે?

સ્મિથ આ બધું ચુપકીદીથી જોઇ રહ્યો હતો. તેણે જોયું કે ત્યાં એક વ્યક્તિએ ઉતાવળથી આવીને તેનાં મોંહમાં પકડેલી બત્તી છીનવી લીધી. સ્મિથે આવનારને તરતજ ઓળખી લીધો તે ડાક્ટર ક્યૂ હતો.

સ્મિથ ફાટી આંખે આ અજાયબીભર્યો દેખાવ જોવા લાગ્યો. ડાક્ટરે બત્તી લઈ હોલવી નાખી. પછી કોઇ બારણું બંધ કરતું હોય તેવો અવાજ સંભળાયો એ પછી સ્મિથ બીજું કાંઇ જોઈ કે સાંભળી શક્યો નહિ. તે મનમાં સમજી ગયો કે આ બધાં કારસ્થાન–ડોક્ટર સાહેબનાંજ છે પણ હવે આ ખબર ગુરૂજી (મી. બ્લેક)ને શી રીતે પહોંચાડવી?

સ્મિથ પાછો વાંસની સીડીપરથી નીચે ઉતરી આવ્યો તેણે બ્હાર રસ્તાપર આવી જોયું, તો જે ગાડીમાં તે આવ્યો હતો, તે ગાડી હજુ ત્યાં ઉભી છે!

સ્મિથ કોચમેનની પાસે જઇ બોલ્યો–તું હજી સુધી અહીંજ ઉભો છે? મારૂં એક કામ કરશે?

કોચમેન–કહો શો હુકમ છે? મારાથી જે બનશે તે કરવા હું તૈયાર છું.

સ્મિથ—એક તાકીદની ચિઠ્ઠી પોંહચાડવાની છે જઇ શકશે?

કોચમેને હકારમાં કેવળ શીર હલાવ્યું.

સ્મિથે પોતાના ગજવામાંથી પાકીટબૂકનું એક પાનું ફાડી પેન્સિલથી લખ્યું—

"સાહેબ. આ ચિઠ્ઠી લાવનાર સાથે તુર્ત આવશો તમારી રાહ જોઉં છું. તમે કહેલી વ્યક્તિનો પત્તો મેં મેળવ્યો છે. ડાક્ટર એની પાસેજ છે." સ્મિથ.

ચિઠ્ઠી આપતાં કોચમેનને કહ્યું કે ઉપર ઠેકાણું લખેલું છે. બને તેટલી ઉતાવળે તેને મળો તેઓ તારી ગાડીમાં અહિ આવવા ઇચ્છે, તો તુર્ત લઇ આવજે તને ઇનામ તથા ભાડું તારી મરજી મુજબ આપવામાં આવશે. જો અહીં આવી મને ન જુએ, તો સીટી વગાડજે તે સાંભળતાંજ હું જવાબ આપીશ, કોચમેને તુરત ગાડી હાંકી મૂકી.

સ્મિથ પ્રસન્ન થતો મનમાં ને મનમાં બોલ્યો, આ વખતે હું આફતમાં ફસાયો એમ એઓ કહી શકશે નહિ. વગર મુશીબતે કામ થયું અને એક કાંકરે બે પક્ષી મરાયાં છે–ચિઠ્ઠી મળતાંજ સાહેબ આવી જાય. તો નચિંત, પણ હવે મારે મકાન પર નજર રાખવી જોઇએ–તે ફરી કમ્પાઉંડ ઓળંગી ડાક્ટર કયૂના મકાનના નીચેના બારણા પાસે આવ્યો તે બારણું અર્ધ ખૂલ્લું હતું અંદરનો પ્રકાશ બહારથી જણાતો હતો. સ્મિથ તે બારણા આગળ આવી એકદમ ઉભો રહ્યો.........

સ્મિથ પહેલીવાર કામ ચલાઉ સીડીપરથી ઉતરતો હતો ત્યારે સીડીનો એક વાંસ તેના ભારથી કડ–કડ શબ્દ કરી ઊઠયો હતો. આ શબ્દ સાંભળી ડાક્ટર કયૂએ બારીમાંથી જોયું, કે એક માણસ ભાગી જાય છે. તેને ભાગતો જોઈ ડાક્ટર કયૂને સંદેહ ગયો, કે એ કોઈ ડીટેક્ટીવજ છે. જો એ પાછો આવે તો તેને ફસાવવો જોઇએ. આવો વિચાર કરી ડાક્ટર કયૂએ એક–કાવત્રુ કર્યું. સ્મિથ તે કાવત્રાંનો ભેદ સમજી શક્યો નહિ આથી તે ડાક્ટર કયૂના મકાનમાં પ્રવેશ કરી પોતાને નિર્ભય માનવા લાગ્યો, ડાક્ટર કયૂએ તે જોયું અને તેને ફસાવવાની

જાળ બિછાવી છુપાઈ રહ્યો.

સ્મિથ દરવાજા પાસે આવ્યો, એ જોઇ ડાકટર ક્યૂએ પાસેના કબાટમાંથી ચાંદીનું એક લાઈટ સ્ટેન્ડ કાઢી. તેને જમણા હાથે પકડ્યું અને ડાબા હાથેથી ટેબલ ઉપરના કાગળ દબાવવાના કાચનાં ગોળાને ઉપાડી દૂરની બારી પર જોરથી ફેંક્યો. તેજ વખતે બારીના કાચના બારણાં ઝન ઝન શબ્દ કરતા ભાંગી ગયા તુરતજ ઘરમાંથી એક દુઃખની બુમ સંભળાઈ બચાવો ! બચાવો ! !

આ બુમનો ચારે દિશાઓમાં પડઘો પડયો એ ડાકટરનોજ કંઠસ્વર હતો. પણ સ્મિથ તે ઓળખી ન શકયો. તે સમજ્યો, આ ઓરડામાં કોઇ નિરાધાર અને ગરીબ માણસ પર અત્યાર કરવામાં આવે છે.

આ પ્રમાણે કપટયુકત દુઃખની બુમ પાડી ડાકટર ઓરડાનો પ્રકાશ ધીમો કરી ચુપચાપ બારણાની પાસે આવ્યો. લાઇટ સ્ટેન્ડ બારણાની ઓથમાં છુપાવી રાખ્યું, ડાકટરના કાવત્રાંને ન સમજવાથી સ્મિથ ફસાયો, ઓરડામાં કોણ બૂમ મારે છે? તેના પર શી આપત્તિ છે? એ જોવાને માટે ધીરે ધીરે તે ઓરડાનો દરવાજો ખોલી વાંકો વળી અંદર જોવા લાગ્યો. ડાકટરે ધીમા પ્રકાશમાં સ્મિથનું શિર જોઇ વિદ્યુત્ વેગથી આગળ વધી તેનાં માથામાં હાથમાંનું લાઈટ સ્ટેન્ડ માર્યું. સ્મિથ એક ચીશ પાડી બેહોશ થઇ પડયો. ડાકટર ક્યૂએ વિચાર્યું આ માણુસ કોણ છે, તે જોવું જોઇએ. દીવાસળી સળગાવી સ્મીથનું મોં જોયું, પણ તે સ્મિથને ઓળખી શકાયો નહિ આથી તેના ગજવાની તપાસ લેવા માંડી. તેમાંથી નોટબૂક નીકળી. તેમાંથી સ્મિથનો પરિચય તુર્ત મળી ગયો. ડાકટરે વિચાર્યું. આ છોકરો બ્લેકનો ગુપ્તચર છે. મામલો સંગીન થતો જાય એમ જણાય છે આ છોકરો મારો પત્તો મેળવી અહીં સુધી આવી પહોંચ્યો છે. ત્યારે એણે એલ્વાઇન બી.ને પણ જોયો હશે. નોકર અહીં આવી પહોંચ્યો

તો માલિકને પણ આપવામાં વિલંબ લાગશે નહિ. જો બ્લેક આવી એલ્યાઇન બી. નો પત્તો મેળવી લે તો તો માર્યા ગયા. ડા. ક્યૂ આમ વિચારતો હતો એટલામાં તો કોઇનાં પગલાંનો અવાજ સંભળાયો. ડાક્ટરે અવાજ સાંભળી તરત પ્રકાશ બંધ કરી દીધો. આવનારે ખુલ્લા દરવાજામાંથી મકાનનની અંદર પ્રવેશ કર્યો. ડાકટરના હાથમાં આ વખતે પણ લાઇટ સ્ટેન્ડ હતું. સામે આવનારની છાયા ડાકટરે જોઈ. પ્રકાશની સહાયતાથી તેને દેખાયું કે તે આવનાર મિ. રોબર્ટ બ્લેક હતા! ડાક્ટરે આગળ જોયા વિના મિ બ્લેકના માથાનું નિશાન તાકી ઘા કર્યો...

મિ. બ્લેક સ્મિથે મોકલેલી ગાડીમાં બેસી તુર્ત આવિ પહોંચ્યા હતા. કોચમેનના કહેવાથી સ્મિથને બોલાવવાં સીટી વગાડી. તેમને વિશ્વાસ હતો કે સ્મિથ સીટીથી સામો જવાબ આપશે. પરંતુ આ સમયે સ્મિથ ડાક્ટર ક્યૂના કબજામાં અચેત પડયો હતો. તે ક્યાંથી જવાબ આપે?

કોચમેને મિ. બ્લેકને કહ્યું, સ્મિથ જે માણુસની પાછળ ગયો છે તે સામેનાં મકાનમાં છે. પરંતુ સ્મિથનો મેળાપ ન થવાથી તેમણે તે મકાનનાં દરવાજા આગળ ઉભા રહી જોયું, કે ઓરડામાંનો પ્રકાશ એકવાર ઉજ્જવળ થઈ ફરી ધીમો પડી ગયો છે એમાં કાંઇ ભેદ છે. આથી મિ. બ્લેકે ભાગ્યમાં જે થવાનું હશે તે થશે, પણ એકવાર મકાનની અંદર જવું જોઇએ. એમ વિચારી દરવાજો ઓળંગી મકાનમાં પ્રવેશ કર્યો-પ્રવેશ કરતાંજ ડાક્ટર ક્યૂને જોયા. અને ડાકટર ક્યૂએ પોતાની સામેજ મિ. બ્લેકને જોઈ તેના માથાપર લાઇટ સ્ટેન્ડ માર્યું પરન્તુ મિ. બ્લેક સાવધ હતા તેમણે એક બાજુ હઠી નિશાન ચુકાવી દીધું.

ડાક્ટર ક્યૂ પળવારમાંજ ત્યાંથી ખસી બીજા ઓરડામાં ગયા. ને ત્યાંથી માળ ઉપર જવા લાગ્યા. મિ. બ્લેકે તેનો પીછો પકડ્યો.

મિ. બ્લેક દાદર ચઢી રહ્યા હતાં, એટલામાં કોઈ ઓરડામાં બારણું

બંધ થયાનો અવાજ સંભળાયો મિ. બ્લેક આ શબ્દ સાંભળી તે બંધ ઓરડા તરફ દોડયા સામેજ બંધ દરવાજો હતો. તેને ખોલવા પ્રયત્ન કર્યો. પણ દરવાજો ઉઘડયો નહિ. ત્યારે તેમણે ખૂબ જોરથી ધક્કા માર્યા આ ધક્કાથી સાંકળ તૂટી દરવાજો ખુલી ગયો, પણ મિ. બ્લેક ઝોક સંભાળી ન શકવાથી દરવાજો ખુલતાંજ ઓરડામાં ઘુમરી ખાઇ પડી ગયા. સામે એક ખુરસી પડેલી હતી, તે પણ એમનો ધક્કો લાગવાથી પડી. તુર્તજ મિ. બ્લેક ઊઠી એકવાર તીક્ષ્ણ દ્રષ્ટિથી જોયું તો ત્યાં નજીકમાંજ એક ખુરસી પર લોર્ડ એલ્વાઇન બી. હતા. તેના હાથ-પગ દોરડીથી બાંધેલા હતા ડાક્ટર ફયૂ પાસેજ ઊભો હતો ?

પરન્તુ આ શું ? તેમની પાછળ આ ત્રીજો માણસ કોણ ? જૂલી ? નહિ જૂલી નથી. રેબર્ટ બ્લેકને જોઇ તે ત્યાંથી નાઠો ! બ્લેક પણ ડાકટર ફયૂ અને લોર્ડ એલ્વાઇન બી. ને છોડી તેની પાછળ દોડયા એ અપરિચિત માણુસ સામેના એક બીજા ઓરડામાંથી બાગ તરફ નાસવા લાગ્યો. મી. બ્લેક પણ તેની પાછળ દોડયા થોડીજ વારમાં તે તેની એટલાં પાસે પહોંચી ગયા કે તેમનાં ધક્કાથી અપરિચિત માણુસ ધમ્મ દઇ જમીન પર પડી ગયો, પડતાંજ તે ફરીને ઊઠયો અને તુરતજ ગજવામાંથી પીસ્તોલ કાઢી મિ. બ્લેકના ઉપર બા'ર કર્યો બ્લેકે તીરછા વળી નિશાન ચુકાવ્યું. તરતજ તેમણે પણ રીવોલ્વર કાઢી સામો બા'ર કર્યો. ગોળી તેનાં પગને વિંધી બહાર નીકળી ગઈ, અપરિચિત માણુસ ઢળી પડયો. બ્લેકે ઝટ તેના હાથપગમાં હાથકડી ભેરવી દીધી, આ માણુસને મિ. બ્લેક પ્રથમથીજ ઓળખી ગયા હતા. વાંચક પણ ઓળખી ગયા હશે ડૉ. ફ્રુટ્સને બેવકુફ બનાવી તેનીજ મોટરમાં ભાગી ગયલો તે ચોર સમ્રાટ "ભેટ" ઉર્ફે "ડાર્ક ડોનેલ્ડ" અથવા અઠંગ ઉઠાવગીર-ચાલાક ચોર હતો ?

**પ્રકરણુ—૧૨ મું.........................અપાઝપી.**

મિ. બ્લેક પકડાયલા-બેટને લઇ આવતા હતા ત્યારે ડાકટર ક્યુ હાથમાં પીસ્તોલ લઇ મી. બ્લેક સામે નિશાન તાકતો હતો. આ વખતે લોર્ડ એસ્પાઇન બી. એ એકાએક પાછળથી આવી તેને ધક્કો માર્યો-ડાકટર ક્યૂ ફળ ખાઈ ઉંધે માથે પડયો અને નીશાન નકામું ગયું ! આથી ડાકટર ક્યૂએ ક્રોધમાં આવી પોતાની પિસ્તોલથી લોર્ડ એસ્પાઇન બી. ના માથા પર એવો ફટકો માર્યો કે તેના માથમાંથી ધડ ધડ લોહી વહેવા લાગ્યું. આ બધું આંખના પલકારામાં બની ગયું મિ. બ્લેક ઉતાવળે આવી લોર્ડ એસ્પાઇનને ઉઠાડવા ગયા પણ તેમ કરતાં તે પડી ગયા-લોર્ડ એસ્પાઇને તેમને કહ્યું સાહેબ પહેલાં તમે મારા હાથ ખોલી તેની પાછળ પડો. નહિ તો તે જરૂર છટકી જશે.

મિ. બ્લેકના ગજવામાં ચપ્પુ હતું તે [illegible] રસી કાપી નાંખી. બન્ને જણ ડાકટરની પાછળ પડ્યાં મી. બ્લેકે જોયું કે, ડાક્ટર બારીમાંથી ભાગે છે. મી. બ્લેક પણ તેની પાછળ ગયા. સાથેજ 'ધુડમ' કરીને અવાજ થયો. બ્લેક સમયસુચકતા વાપરી જમીન પર સુઈ ગયા તેના માથા પરથી સનન કરતી ગોળી પસાર થઇ તે તરતજ ઉઠી આગળ વધ્યા. નજીકમાંજ નરપિશાચ ડા. ક્યૂ એક ખુણામાં લપાઇ નીશાન તાકતો દેખાયો. એકાએક તેની પર મી. બ્લેક કુદી પડી તેનાં હાથમાં હાથકડી પહેરાવી દીધી !!!

તુરતજ લોર્ડ એસ્પાઇન બી. ત્યાં આવી પહોંચ્યા. તે બોલ્યા, થોડીવાર પહેલાં હું બત્તી વડે સંકેત કરી રહ્યો હતો. તમે તે જોયો હતો ?

મિ. બ્લેક:—ના. મારા જોવામાં એવું કાંઇ આવ્યું નથી.

લોર્ડ એસ્પાઇનઃ—ત્યારે તમે બહુ પહેલાંના હયાં નથી આવ્યા ? તે બીજું કોઈ હશે ? તેને વખતે આ નરપિશાચે મારી નાખ્યો હશે ! મેં ઓરડામાં બેઠા બેઠા સાંભળ્યું હતું કે નીચે બે માણસો લડી રહ્યા

છે. આ વાત સાંભળી બ્લેકને યાદ આવ્યું કે નક્કી સ્મિથ ફસાઈ ગયો છે. કાંતો મરી ગયો હશે કે જખ્મી થયો હશે. મિ. બ્લેક લોર્ડ એલ્યાઇનને લઈ ત્યાં પહોંચ્યા. જોયું તો સ્મિથ બેભાન હાલતમાં પડયો છે. તેનાં માંથામાંથી લોહિ વહી રહ્યું છે, લોર્ડ એલ્યાઇને ઝટ તેનું શીર ખોળામાં લઇ તેની સારવાર કરવા માંડી. સ્મિથની આવી સ્થીતી જોઇ મિ. બ્લેક ક્ષણુભરને માટે ગળગળા થઇ ગયા ! એમના મનનો એ ભાવ સમજી લોર્ડ એલ્યાઈન બી. બોલ્યા—ભય જેવું જરા નથી. એ હમણાંજ ભાનમાં આવશે. લોર્ડ એલ્યાઈન બી. ની શુશ્રુષાથી સ્મિથે થોડીવારે આંખો ખોલી. મિ. બ્લેકને સામે ઉભેલા જોઇ તેણે ઉઠવાનો યત્ન કર્યો. પણ તે ઉઠી શકયો નહિ. મિ. બ્લેકે પૂછયું, કેમ ? શું છે.

સ્મિથ:—તમે ચેતવણી આપી હતી છતાં પણ આ વખતે પણ આફતમાં ફસાયો ! તમે આવી પહોંચ્યા એ ઠીક થયું.

મિ. બ્લેક સ્નેહસહિત બોલ્યા:—તારો જાન બચ્યો એ લાખો રૂપિયા છે

સ્મિથ સ્વસ્થ થઇ ઘણા કષ્ટથી ઉઠી ઉભો થયો. તે ધીમા સ્વરથી બોલ્યો, મરવાની મને પરવા નથી; પણ તમારી બધી મહેનત મેં ધુળમાં મેળવી દીધી એ દુઃખની વાત છે. ચોર નાસી ગયો હોય એમ જણાય છે. મિ. બ્લેક હસીને બોલ્યા:—નહિ સ્મિથ ! કેવળ ડાકટર સાહેબજ નહિ, પણ બીજો ચોર પણ સાથે પકડાયો છે.

સ્મિથે આશ્ચર્ય ચકિત થઈ પૂછયું—બીજો ચોર ? શું ડાકટર કયૂ અને લોર્ડ એલ્યાઇન બી. બન્નેને પકડયા ?

બ્લેક—જોતો નથી, તારી સામે કોણ ઉભું છે ? લોર્ડ એલ્યાઇન બી.' તો આ રહ્યા ? પણ મેં તો ડાકટર કયૂ અને તેની સાથેજ આપણા જુના મીત્ર-"બેટ"ને પણ જ્યાંથી મેળવ્યો છે !

સ્મિથ—બેટ ? અહીં બેટ કયાંથી આવ્યો ? તે બેટ નહિ, પણ

ડાકટર કયૂનો સહકારી જૂલી હશે.

બ્લેક—નહિ સ્મિથ ! તે જૂલી નથી. ખરેખર તે-બેટ,—ઉર્ફે સર હિલારી બેજ-ઉર્ફે ડાર્ક ડોનેલ્ડજ છે !

સ્મિથ—ત્યારે તો જગ જીત્યા ! તે ક્યાં છે ? હું જોઉં તો ખરો ?

મિ. બ્લેકે આ વખતે લોર્ડ એલ્યાઇન બી. ના તરફ જોયું તેમને જણાયું કે એલ્યાઇન બી. ના બન્ને હાથો અગ્નિથી દાઝી ગયા છે. તેમણે પૂછયું કે-તમારા હાથોને શું થયું ?

લોર્ડ એલ્યાઇન બી:—તમારા પ્રાણની રક્ષા કરવા જતાં મારા બન્ને હાથની આ દશા થઈ છે. મારાં બન્ને હાથ અને પગ રશીથી જકડી બાંધેલા હતા. તમે વિપતીમાં છો એ મે જોયું, પગપરની રશી તો મે યુકતી પુર્વક કાઢી નાંખી પણ હાથની ન છુટી. ઓરડામાં સગડી સળગી રહિ હતી. તે પર રશી સાથે હાથ ધર્યાં રશીનો કેટલોક ભાગ બળી નાશપરથી રશી તુટી ગઇ છતાં હાથ તો બંધાયલાજ રહ્યા. તમો બેઠને બંદીવાન બનાવી આવી રહ્યા હતા. ડા. કયૂએ તમારો જાન લેવા પીસ્તોલ તાકી. તે ખુણામાં ઉભો હતો તમારૂં ધ્યાન તેના પર ન હતું મેં એકાએક પાછળથી આવી તેને ધક્કો મારી નાંખી દીધો અને તેનુ નીશાન ચુકાવ્યું તમે આવી મારાં હાથ છુટા કર્યા.

બ્લેક—પણ મેં એની પીસ્તોલનો અવાજ સાંભળ્યો નથી.

લોર્ડ એલ્યાઇન:—એ પીસ્તોલનો અવાજ થતોજ નથી. હું ધારૂં છું કે તમે જે માણસને પકડયો છે. તેનીજ કારીગીરીની તે પિસ્તોલ છે.

બ્લેક:—તમારૂં કહેવું ખરૂં છે. એવી પીસ્તોલ મેં એક વખતે એના હાથમાં જોઇ હતી, કેમ સ્મિથ. યાદ છે કે ?

સ્મિથ:—હા. એક રાત્રે બેટ તમને મળવા આવ્યો હતો, તે દિવસે એ પીસ્તોલની વાત તમે મને કહી હતી.

આ વખતે મી. બ્લેકે લોર્ડ એલ્યાઇન બી. તરફ શેકહેન્ડ માટે

હાથ લંબાવતા કહ્યું ખરેખર આજે મારી જીંદગી તમે બચાવી છે.

લોર્ડ એલ્યાઇનઃ—સાહેબ ! મારા જેવા પાપી સાથે શેકહેન્ડ કરવામાં તમને નાનમ લાગશે. શું મારી બધી વાત સાંભળ્યા પછી તમે મને ક્ષમા કરી શકશો !

મિ. બ્લેક કાંઇ બોલ્યા નહિ. કેવળ દયાભાવથી લોર્ડના મોંહ તરફ જોઇ રહ્યા. લોર્ડ એલ્યાઇન બી.એ કહ્યું, કદાચ તમે હજી સુધી એમ સમજતા હશો, કે મને વગર કારણે ડાકટરે અહીં કેદ કર્યો હશે, પરંતુ એ વાત જુદી છે. તમારાથી હું કાંઇ પણ છુપાવા માગતો નથી. હું ડાકટર કયૂની સાથે મહારાણીના ચન્દ્રહારની ચોરીમાં સહાયક હતો.

મિ. બ્લેક બોલ્યાઃ—એ મને ખબર છે. તમે એના પંજામાંથી બચી ગયા, એ તમારૂં સૌભાગ્ય ! છતાં હું જાણું છે કે તમે ખરા ગુહનેગાર નથી. લોર્ડ એલ્યાઇન બી. નું મુખ હરખથી દીપી ઉઠયું. તે બોલ્યા-બેશક ! પણ શું હું કાયદાનાં પંજામાંથી છૂટી શકીશ ?

મિ. બ્લેકઃ—હું ન્યાયાધીશ કે જ્યુરર નથી એટલે કાયદાની વાત મારા અધિકારની બહાર છે. પણ એ વાત નક્કી છે કે ડાકટરે પોતાના કાર્યની સિદ્ધિને માટે તમને હથીઆર બનાવ્યા હતા.

લોર્ડ એલ્યાઇનઃ—તે માટે પણ હું અપરાધી છું. હું દેવાદાર છું—માંગનારાઓ મને ઠરવા દેતા નથી. મારી દશાનું પરિવર્ત્તન થઇ જાય, એ આશાથી હું લાલચનો માર્યો એની વાતમાં ફસાઇ ગયો હતો આ સંજોગમાં હું ગુનેહગાર નથી, એ શી રીતે કહી શકું ?

મિ. બ્લેકે દયા ભાવથી લોર્ડના ખભાપર હાથ મૂકી કહ્યું, પણ ભાંઈ તમે આજે મારો પ્રાણ બચાવ્યો છે. તમારા યત્નથીજ હું બચી શકયો છું. આથી હું તમારો આભારી રહીશ. તમે નિર્દોષ ઠરી છૂટી જાઓ, તે માટે હું બનતો યત્ન કરીશ. ઠીક હવે તમે તમારે ઘેર જાઓ.

ફરી કાલે મળીશું સ્મિથ, તું પણ ઘેર જઇ-મિસ બોર્ડલ પાસે તારા ઘા પર મલમ પટ્ટી કરાવ.

સ્મિથઃ—તમારી સાથે એ બળવાન ચોરો છે તમે એકલા એને શી રીતે લઇ જશો ? યાદ છે, બેટે કુટ્સની કેવી દશા કરી હતી ?

બ્લેકઃ—તેની ચિંતા ન કર હું ઇન્સ્પેકટર કુટ્સ અને બ્રાગલીને ટેલીફોન કરી બોલાવી લઇશ. આમ કહી મિ બ્લેક બીજે માળે "ફોન" કરવા ગયા. સ્મિથ અને લોર્ડ એલ્યાઇન પોત પોતાને ઘેર ગયા.

## પ્રકરણ ૧૩ મું......................ચંદ્રહાર મલ્યો !

લંડનના પાર્કલેનમાંના એક સુંદર મકાનના દરવાજા પર ઉભા રહી મિ. બ્લેકે એક સુવેશધારી હિંદુસ્થાની નોકરને પોતાના નામનો કાર્ડ આપી કહ્યું હું મહારાણી સાહેબને મળવા માગું છું. તેમને કહો કે ચંદ્રહાર મળ્યો છે. મિ. બ્લેકની વાત સાંભળી તે તરત મહારાણીને ખબર આપવા ગયો.

મિ. બ્લેકને એક સુસજ્જિત ઓરડામાં બોલાવવામાં આવ્યા. મહારાણી ત્યાં એક બહુ મુલ્ય વિરામાસન પર બેઠેલાં હતાં.

મિ. બ્લેકે ગજવામાંથી ચંદ્રહાર કાઢી-આપતાં કહ્યું-આપનો ચંદ્રહાર ! ચંદ્રહારને જોતાંજ મહારાણીના આનંદનો પાર રહ્યો નહી !

મિ. બ્લેકઃ—સારી રીતે તપાસીને લો, એ હાર તમારોજ છે ને ? મહારાણીએ ઉજ્જવળ પ્રકાશમાં હારને આમ તેમ ફેરવી જોયો, પછી કહ્યું હા. આ હાર મારોજ છે. મિ. બ્લેક ! હું તમારી અતિશય આભારી છું ! બોલો આપને શું ઇનામ આપું ?

મિ. બ્લેકઃ—કાંઇ નહિ ? તમારી કૃપાથી મારી પાસે ધન માન ગૌરવ સઘળું છે હાર મળ્યો, એટલે મારી મહેનત સફળ થઇ;

મહારાણી:—મિ. બ્લેક ! હું સારી રીતે જાણું છું કે તમારી પાસે ધન-માન-અને ગૌરવની ઉણપ નથી. તમારા પેદા કરેલાં ધનમાંથી ઘણા ગરીબોનો જીવન નિર્વાહ થાય છે. તમે જીવનની દરકાર રાખ્યા વગર હાર મેળવવા સાહસ ખેડી-મારૂં કામ કર્યું છે તેનો બદલો મારે આપવોજ જોઇએ. ઇનામ આપવાથી એ બદલો ચુકાવી શકાતો નથી, એ માટે હું જીંદગી પર્યંત તમારી આભારી રહીશ. પણ જરા થોભશો ! આમ કહી મહારાણી મિ. બ્લેકના જવાબની રાહ જોયા વિના પાસેના ઓરડામાં ગયા. પાંચ મિનિટમાં પાછા આવી મિ. બ્લેકની સામે એક સુંદર **હીરાજડિત ટાઇપીન અને બે હીરાની વીંટીઓ** મૂકી બોલ્યાઃ—મિ. બ્લેક ! આટલું સ્મરણ ચિહ્ન તરીકે ગ્રહણ કરશો. એવી આશા છે. જો તમે એનો અસ્વીકાર કરશો, તો મારૂં મન ઘણું નારાજ થશે.

મિ. બ્લેકે પોતાનું શીર નમાવી દીધું ! એક ભારતીય સ્ત્રીને આવી કદર કરતાં જોઇ તે આશ્ચર્ય ચકિત થઈ ગયા. તેમણે જોયું, કે ટાઇપીન અને વીંટીઓ બહુ કીમતી છે તેની કિંમત ઓછામાં ઓછી ચાલીસેક હજાર રૂપિયા હશે. બ્લેકે તે ચીજો લઈ માથે લગાડી કાળજી-પુર્વક ગજવામાં મૂકી.

મહારાણી:—પ્રિય મિ. બ્લેક ? હાર કોણે ચોર્યો હતો ? તમને તે ક્યાંથી અને કેવી રીતે મળ્યો ? કૃપા કરીને તે વાત મને કહો.

મિ. બ્લેકે બધી વાત કહી સંભળાવી. મહારાણી તે સાંભળી આશ્ચર્યચકિત થઇ બોલ્યાં-એ **ડાકટર કે ડાકુ** ? ઇશ્વર કૃપાથીજ તમે બચ્યા !–હાર મેળવતાં તમારો પ્રાણ ગુમાવવાનો સમય આવી પહોંચ્યો હતો. શું એ પાપી **ડાકટર કે ડાકુ** ? ને હું જોઇ શકીશ.

મિ. બ્લેકઃ—હા. તમે ૨૫ જાનેવારીએ લોર્ડ સભામાં તેનો મુકરદમો છે ત્યારે તેને જોઈ શકશો. હું હવે રજા લઇશ. આપ તેને જોવા ઇચ્છતા હો તો તા૦ ૨૫ મી જાનેવારીનો દિવસ યાદ રાખજો !

## પ્રકરણ—૧૪ મું..................લૉર્ડ સભામાં વિચાર.

આજે ૨૫ મી જાનેવારીનો દિવસ છે, લંડનની લોર્ડ સભામાં તલ મૂકવાની પણ જગા નથી. આખું મકાન પ્રેક્ષકોથી ચિકાર થઈ ગયું હતું રાજધાનીના બધાજ અમીર ઉમરાવો, લોર્ડ, અર્લ, કાઉન્ટેસ, માર્કિવસ અને બેરોનેટ વગેરે પ્રતિષ્ઠિત પુરૂષો એક વખત આખા લંડનને ખળભળાવી મુકનાર ચાલાક ચોર,-અને પ્રતિભા સંપન્ન દયાના દેવતારૂપ ડાકટર—છતાં ડાકુ નીવડેલા સફેદ ઠગનો ન્યાય સાંભળવા હાજર થયા હતા. યોગ્ય સમયે ન્યાયાધીશે પોતાનું આસન ગ્રહણ કર્યું. બેરીસ્ટરો એક ટેબલ પાસે બેસી કાગળોનો બંડલો ખોલી રહ્યા હતા. ન્યાયાસનની જમણી તરફ શહેરના પ્રતિષ્ઠિત પુરૂષ બેઠા હતા, મિ. બ્લેક પણ પોતાના પ્રિય શિષ્ય સ્મિથની સાથે અમલદારી ઠાઠમાં બેઠાં હતા. પ્રતિષ્ઠિત પુરૂષોમાં કેટલાક લોકો સરકારી સાક્ષી પણ હતા. મિ. બ્લેકની પાસે ચાર પુરૂષ અને બે સ્ત્રીઓએ બેઠક લીધી હતી, તેમાં સર એન્ટોની ડેરિજૈસ સર હેનરી ફેયર ફ્રેડંસ, મિ. સોલોમન ગ્લેડસ્ટન અને મિ. જોન મૈચમકા હતાં સ્ત્રીઓમાં લેડી માર્કિવસ અને મહારાણી લક્ષ્મીબાઇ હતાં. ઉપલા પ્રેક્ષકો ફરિયાદી પણ હતા કેમકે બેટ એ લોકોને ત્યાંથી કંઇ ને કંઈ ચીજની ચોરી કરી હતી.

ન્યાયાધીશની ડાબી તરફની ખુરશીપર મિ. ક્રસવી; ઇન્સ્પેકટર ક્રુટ્સ અને ઈન્સ્પેકટર બ્રાગલી બેઠા હતાં, સભાનું કાર્ય શરૂ કરતાં પહેલાં ડાકટર કયૂ અને ચોર સમ્રાટ-ડાર્ક ડૉનેલ્ડને ત્યાં પોલીસ પહેરા હેઠળ લાવવામાં આવ્યા. સભા એકદમ શાંત થઇ, કેદીઓ લોક-લજ્જાના ભયથી દુઃખ અને શોકભર્યાં નીચું જોઇ રહ્યા હતા. છતાં એવો ભાવ જણાતો ન હતો કે તેઓ જરાયે ભયભીત થયાં હોય!

આ વખતે એકદમ બહાર ખળભળાટ થતો હોય એમ સાંભળાયું

સઘળાંની દૃષ્ટિ તે તરફ ખેંચાઇ; એક ઉઘાડા માથાવાળા જંગી જુવાને ગાંડા માણસ માફક સભાગૃહમાં પ્રવેશ કર્યો અને ગંભીર સ્વરમાં કહ્યું, આ અપરાધીઓનો ન્યાય થતાં પહેલાં મારો ન્યાય થવો જોઇએ. મારૂં નામ લોર્ડ એલ્યાઇન બી. છે. હું પણ ગુનેહગાર છું; મિ૦ રોબર્ટ બ્લેકને એ સર્વ વાતની ખબર છે. ન્યાયધીશે મી. બ્લેકના સામું નજર કરી મિ. બ્લેકે ન્યાયાધીશને કાંઈ પણ જવાબ આપ્યા વિના એલ્યાનની પાસે આવી કહ્યું: એલ્યાઇન ! તમે અપરાધી છો ખરા, પણ શાંતિ રાખો એનો ન્યાય થઈ ગયા પછી તમારો પણ ન્યાય થશે. આમ કહી તેને પોતાની પાસેની એક ખુરશી પર બેસાડયા ફરી પાછી સભામાં શાન્તિ સ્થપાઈ સભાનું કાર્ય શરૂ થયું સવાલ જવાબ શરૂ થયા. ડાકટર કયૂએ બહુજ ધીમા સ્વરમાં પોતાના ગુહના નો એકરાર કરી દીધો !

એ સાંભળી ન્યાયાધીશ સર એડવર્ડ ગ્રે વ્યંગથી બોલ્યા—કયૂ ! આ વૃદ્ધાવસ્થામાં સારા હોદ્દા પર કુશળ-ડાકટર તરીકે પ્રખ્યાત હોવા છતાં આવું જાતિને બદનામ કરનારૂં કામ કરવાનું કારણ શું ? તમને શું કહેવું ! ડાકટર કે ડાકુ ? ડાકટર કયૂએ નીચું શીર કરી ધીરેથી કહ્યું–તમે કારણ પૂછો છો ? કારણ મારી લોભવૃત્તિનું જાગ્રત થવું અને ડાર્ક ડોનેલ્ડનું ઉત્તેજન, એજ ડાકટર છતાં ડાકુ થવાનું કારણ છે.

ન્યાયાધીશઃ—કેમ ડોનેલ્ડ ! કયૂને આ પંથે દોરનાર તમે હતા ?

બેટ—ધર્માવતાર ! હું નિષ્કપટ હૃદયથી સ્વીકાર કરૂં છું. એમના હૃદયમાં લોભનો અગ્નિ સળગાવનાર હુંજ છું.

ન્યાયાધીશ—સર એન્ટોની ડેવિજેસ, ફ્રેયર ફ્રોક્સ, મિ. સોલોમન, કૃસવી, મૈચમ, લેડી માર્કિવસ, મહારાણી વિજયગઢ આદિ ફરિયાદીઓએ તમારા ઉપર જે જે તહોમતો મૂકયાં છે, તે શું સત્ય છે ?

બેટ—જી. હા. તે સત્ય છે. ન્યાયાધીશ અને પ્રેક્ષકો તેની આ પ્રકારની નિર્ભયતા જોઇ સ્તબ્ધ થઇ ગયા........................

બેટઃ—ધર્માવતાર ! આ મારો છેલ્લો સમય છે. આથી હું ખરૂંજ કહીશ. ઉપલા અપરાધો કરવાનાં બે મુખ્ય કારણો છે. ચોરી કરવાનો મારો અપરાધ નવો નથી બહુ જુનો છે. મિ. બ્લેક એ વાત જાણે છે, દક્ષિણ અમેરિકામાં હું એકટર તરીકે હતો; ત્યાં સર હિલારી વેજનું મૃત્યુ થયું—તે લંડનમાં એક અગાધ સંપત્તિશાલી માણસ હતાં. તેનાં આખા જીવનથી હું માહિતગાર હતો, આથી લંડનમાં આવી સર હિલારી વેજ તરીકે હું ઠરી ગયો. હું મારૂં બાકીનું જીવન આનંદમાં ગાળવાનું ધારતે તો તે બની શકે એમ હતું. છતાં ખાલી બેસી રહેવું મને પસંદ પડયું નહિ. કુટ્સને મારો પ્રોગ્રામ આપી હું ચોરીઓ કરવાં લાગ્યો મેં સાંભળ્યું, કે લંડનમાં સર્વ શ્રેષ્ઠ ડીટેકટીવ તરીકે મિ. બ્લેક મશહુર છે. તેને મારી ચાલાકી બતાવવાનો મને લોભ થયો ? વળી કુટ્સને વારંવાર બેવકુફ બનાવવાથી મને ગર્વ પણ થયો. હતો. મારા બુદ્ધિબળ પર મને પુરો વિશ્વાસ હતો આથી હું મિ બ્લેક સાથે લડયો. પણ છેવટે પકડાઇ ગયો ! અહીં મી. બ્લેકે ભુલ કરી. કુટસ સાથે મને સ્કોટલેંડ યાર્ડમાં મોકલવાની ગોઠવણ કરી. કુટસ મને બે કોન્સ્ટેબલો સાથે મોટરમાં બેસાડી લઇ જવા તૈયાર થયો. મેં પણ મારો જાન બચાવવાનો સુયોગ ગણી કુટ્સને એકજ ધકકામાં જમીન પર ફેંકી પાસે ઉભેલી તેનીજ મોટરમાં બેસી સીધો સ્કોટલાંડ ગયો. ત્યાં જઇ એક ડાકટરનો વેશ લીધો. આમ તેમ છુપાઇ છુપાઇ બચવા તથા બ્લેક પાસે ફરી બદલો લેવાની યુકતિ શોધવા લાગ્યો. થોડા દીવસ પછી હું રાહદારી તરીકે એક રસ્તા પરથી પસાર થતો હતો. તેવામાં એક જુવાને કોણ જાણે કયાંથી આવી મારા

ખભા પર હાથ મૂક્યો મેં ચકિત થઇ પાછળ જોયું. હું સમજી ગયો, કે રોબર્ટ બ્લેક મને ફરી પાછો પકડી લીધો છે. પરન્તુ તે જુવાને અપરિચિત સ્વરમાં કહ્યું—તમારી સાથે થોડી વાત કરવી છે! તમે ડોક્ટર છો કે? મેં તેને બરાબર જોઇ કહ્યું—હા, હું અમેરિકાનો એક રસાયનિક ડાક્ટર છું તમે શું કહેવા માગો છો? તેણે જવાબમાં કહ્યું:—મારા શેઠ તમને કંઇ પૂછવા ઇચ્છે છે. તે સામેના બાગમાં ઉભા છે. તમે મારી સાથે બેફીકર ચાલ્યા આવો. આમ કહી તે મારા જવાબની રાહ જોયા વિનાજ ચાલવા લાગ્યો. હું પણ તેની પાછળ જવા લાગ્યો બાગના દરવાજાને નાકે તે માણસ જઈ ઉભો, હું પણ ગયો. તે મને અંદર લઈ ગયો. બાગના દરવાજાથી વીસેક પગલાં દૂર એક લાંબો માણસ ઝાડ નીચે ઉભો હતો. અમને જોઇ તે સામો આવ્યો અને પોતાના સાથીને પૂછ્યું-જૂલી! તું એમને બોલાવી લાવ્યો! ત્યાં મેં જાણ્યું કે મને બોલાવવા આવનારનું નામ જુલી હતું, તેણે કહ્યું—હા સાહેબ! હવે તમારા વિચાર એમની આગળ રજુ કરો; તે માણસે મારા તરફ જોઇ મને કહ્યું. પ્રિય ડાર્ક ડોનેલ્ડ પેપરોમાં તમારી બહાદુરીની વાત વાંચી મારી ઇચ્છા થઈ, કે તમારા જેવા મશહુર અને રસાયનિક તત્વવિદ્ પંડિત પાસે કાંઈ શીખું; આથી મેં તમને બોલાવ્યા છે. મને એને મોઢે મારૂં નામ સાંભળી અજાયબી લાગી! હું સમજ્યો, કે આ કોઇ જાસુસ છે અને મારી પાસેથી મારૂં ડાર્ક ડોનેલ્ડ નામ સ્વીકાર કરાવવા ઇચ્છે છે, આથી મેં કહ્યું તમે કોણ છો? મારૂં નામ ડાર્ક ડોનેલ્ડ નથી. હું તો અમેરિકાનો એક પ્રસિદ્ધ ડાક્ટર છું. આ સાંભળી તે માણસ હસીને બોલ્યો હા, તમે અમેરિકાના એક પ્રસિદ્ધ ડાક્ટર તો નહિ, પણ એક્ટર તો જરૂર છો; પરન્તુ રસાયન વિદ્યામાં તમારો પ્રવેશ આશાજનક છે. તમારા જેટલું જ્ઞાન ભાગ્યેજ કોઇ ડાક્ટરમાં હશે, હું અત્રેની એક હોસ્પીટાલનો મુખ્ય ડોક્ટર છું. મારૂં નામ ડાક્ટર ક્યૂ છે.

નવીન શોધ કરવાનો મને બેહદ શોખ છે; મે સાંભળ્યું છે, કે તમે રસાયન વિદ્યાના પ્રભાવથી કેટલાંક પ્રકારનાં વિષ અને પિસ્તોલ તૈયાર કર્યાં છે. જો તમે મારી સાથે રહી મને એ દુર્લભ વિદ્યાને શીખવો. તો હું તેના બદલામાં તમને દરેક બાબતમાં મદદ કરીશ.

મેં વિચાર્યું, કે પકડાઈ જવાના ભયથી આમ તેમ ભટકવા કરતાં એને ત્યાં રહેવું ખોટું નથી! એકજ જગ્યાએ બેસવાથી કાર્ય સિદ્ધિમાં સરળતા થશે, આથી મેં કહ્યું-જ્યારે તમે મારા ઉપર આટલી મમતા બતાવો છો, તો તમારી માગણી હું કબુલ રાખું છું. હું આપને એવિ અદ્‌ભૂત વસ્તુઓથી જાણીતા કરીશ કે જેથી તમે કુબેરના ભંડાર જેટલું ધન મેળવી શકશો! એ પછી હું ડૉક્ટરને ત્યાંજ રહી મારૂં કાર્ય કરવા લાગ્યો.

મિ બ્લેકના રિપોર્ટ ઉપરથી માલમ પડયું હશે, કે હું વેશ-પલટો કરવામાં પણ સિદ્ધ હસ્ત હતો. આને લીધેજ હું સ્મિથને એકવાર છેતરી શકયો છું. બીજે દિવસે રાત્રે ટ્રેનમાં વેશ બદલી સ્કોટલેન્ડયાર્ડથી ડાક્ટર સાથે લંડન આવ્યો, અને લગભગ ત્રણ માસ સુધી ચુપચાપ બેસી કેટલાક રાસાયનિક પ્રયોગ એમને બતાવ્યા. ડાક્ટરે મારી મદદથી અનેક પ્રકારનાં ઉદ્‌ભિજ્જ વિષ તૈયાર કર્યાં અને તેની પરીક્ષા કરી; મેં કહ્યું, ડાક્ટર કયૂ! તમે તમારા ઉદ્દેશ્યની સિદ્ધિ બહુ જલદીથી કરી લીધી છે હવે મારી ઇચ્છા પૂરી કરવામાં તમે સહાય કરો; મારે સર હિલારી વેન્જની સંપત્તિ પુનઃ પ્રાપ્ત કરવી છે અને મિ. બ્લેકનું અભિમાન ઉતારવું છે જો મારી આ ઇચ્છાઓ પૂરી થશે તો હું તમને ખાત્રી આપું છું, કે તમારે આ નોકરી કરવી પડશે નહિ ને પૈસા મેળવવાનો યત્ન પણ કરવો પડશે નહિ! આ વાત કહેવા પહેલાં ડા. કયૂના હૃદયમાં અગાધ ધન પ્રાપ્ત કરવાની લાલચનું બી હું રોપી ચૂકયો હતો. આથી ડાક્ટર કયૂ મારી સાથે સહમત થઇ ગયા અને મારી ઇચ્છાનુસાર કાર્ય કરવા લાગ્યા. કાર્યનાં પહેલાં શ્રી ગણેશ મહારાણી વિજયગઢના બૉલ-નાચથી શરૂ

કર્યા. મેં મિ. બ્લેકને ત્યાં જાતે જઇને પત્ર આપ્યો. આ પત્ર મળવા છતાં બ્લેકને જરા પણ ભાન ન થયું કે હજી હું લંડનમાં મોજુદ છું. તે સાધારણ રીતથીજ ચોર પકડવાને હાજર થયા. પણ ત્યાંથી તેમને નિરાશ થવું પડ્યું, ડાક્ટર ક્યૂએ મારાં એ પહેલાં કામને લોર્ડ એસ્પાઇનની મદદથી સારી રીતે કરી લીધું. પણ આ કાર્યમાં મને પહેલેથીજ લોર્ડ એસ્પાઇનની મદદ ઠીક લાગી નહિ. કેમકે તે દુરાચારી હોવા છતાં બિકણ અને દરેક વાતમાં ધર્મને આગળ રાખતો હતો. અંતે એમજ થયું. આથી એ કાંટો દૂર કરવાને મેં ક્યૂ સાથે વાતચીત કરી. ક્યૂ એમને ઘેરજઇ એને-બેહોશ કરી પકડી લાવ્યા. જે દિવસે અમે ગીરફતાર થયા તેજ દિવસે અમારો ઇરાદો લોર્ડને મારી નાંખવાનો હતો. એટલામાં પાપનો ઘડો ભરાઇ ગયો. મિ. બ્લેકે એકી સાથે અમને બન્નેને પકડી લીધા. હું એ વાતનો ખુલ્લા દીલથી સ્વીકાર કરૂં છું, કે મી. બ્લેકના હાથમાંથી ગમે તેવો ચાલાક ચોર પણ પોતાનું રક્ષણ કરી શકતો નથી. મિ. બ્લેકનામાં ચોર પકડવાની કળા અદ્દભૂત છે; આ માટે હું એમની હજાર મુખથી પ્રશંસા કરૂં છું. હવે કોર્ટને મારૂં એટલુંજ નમ્ર નિવેદન છે કે-મેં મારા સર્વ અપરાધો નિ:સંકોચપણે સ્વીકાર કરી લીધા છે, તો હવે પુષ્ટિને માટે સાક્ષીઓને કે પોલીશ વીગેરેને નકામું કષ્ટ દેવાનું કાંઇ કારણ નથી. અત્યાર સુધી મેં આ વૃત્તિ દ્વારા જે કાંઇ એકઠું કર્યું છે, તે બધું મિ. બ્લેકના કબજામાં છે હું ચાહું છું, કે ન્યાયાધીશ સાહેબ ! મને જે સજા કરવી હોય, તે જલદી કરે.

આટલું કહી બેટ ચૂપ થઇ ગયો. ન્યાયાધીશ અને ઉપસ્થિત જનતાને આ વાતનો સ્વપ્ને પણ ખ્યાલ ન હતો, કે બેટ આવી રીતે પોતાના અપરાધોના સ્વીકાર કરી લેશે. તેઓ તેના અંતિમ વાક્યો સાંભળી છક થઇ ગયા.

પછી ન્યાયાધીશે મિ. બ્લેકને પોતાનો હેવાલ આપવા આજ્ઞા કરી. તેમણે બેટ સાથેના સંબંધમાં જે જે બીનાઓ બની હતી, તે બધી કહી છેવટે કહ્યું-ન્યાયાધીશ સાહેબ મારી જિંદગીનો બધોજ સમય મેં આ (ડીટેક્ટીવ)ના ધંધામાં ગાળ્યો છે. મેં મારા જીવનમાં અનેક સાહસી ચોર અને લુટારાઓને પકડયા છે. છતાં બેટ જેવો સાહસી માણસ મેં કદી જોયો નથી.

મારી વિનંતી છે કે હું આ ધંધાથી કંટાળી ગયો છું. અને હવે શાંન્ત જીંદગી ગાળી ઈશ્વર પ્રાર્થનામાં જોડવા ઈચ્છું છું. માટે મારૂં રાજીનામુ મંજુર કરવું હવેથી મારૂં કાર્ય મારો પ્રિય સહકારી પેટ્રીક સ્મિથ સંભાળશે.

મિ. બ્લેકના બ્યાનમાં લોકોને બહુ નવીનતા જણાઈ જનતાએ એને ઘણી ઉત્સુકતાથી સાંભળ્યા અને વધાવી લીધા. ન્યાયાધીશ. એડવર્ડ ગ્રે એ એમનાં કાર્યોની પ્રશંસા કરી અને કહ્યું તમારે સમય મેળવી આજ સુધી કરેલાં તમામ જાસુસી કાર્યોનો રિપોર્ટ આપવો. તે કોમન્સ સભામાં રાજીનામું મંજુર કરતી વેળા રજુ કરવામાં આવશે. એ પછી ઇન્સ્પેકટર કુટ્સ અને બાગલીની હકીકત સાંભળી; સાક્ષીઓને જે કહેવાનું હતું તે તેમણે લખીને પહેલેથીજ આપી દીધું હતું સમસ્ત ઉપસ્થિત જનતાનું કુતુહલ વધારાતું એ લખાણ એક સરકારી બેરીસ્ટરે વાંચી સંભળાવ્યું એ સાંભળી સૌ માણસો અજાયબીથી દિંગ થઇ ગયા. છેવટે ન્યાયાધીશ-સર એડવર્ડ ગ્રેએ ફેંસલો લખી સંભળાવી દીધો-મિ. બ્લેકના કહેવાથી તેમાં લોર્ડ એલ્બાર્ટન બી. ને નિર્દોષ ઠરાવી છોડી દીધો હતો. અને ડો. કયૂ અને ડાર્ક ડોનેલ્ડને ૨૫-૨૫ વર્ષની કાળા પાણીની સજા કરવામાં આવી.

ડાકટરનાં આવાં લોભી કૃત્યો જાણી કોર્ટમાં આવેલાં એકએક મનુષ્યનાં મોંમાંથી એવા શબ્દો નીકળતા હતા કે આ ડાકટર કે ડાકુ ?

**સમાપ્ત.**